

ओम्

# अथ तैत्तिरीयोपनिषद्-गुजरातीभाष्यम् ।



કીંમત આઠ આના.

ओम्



# अथ तैत्तिरीयोपनिषद्भाष्यम्।

ગુજરાતી ભાષામાં

રચનાર

વસનજી મુકુંદજી દેશાઈ.

श्री गोवर्धन मुद्रालये मुद्रितम्

સંવત ૧૯૫૫.

પ્રથમવાર ૧૦૦૦ મૂલ્ય આઠ આના.

ओम्

तत्सत् परमात्मने नमः

શ્રીયુત મહારાજાધિરાજ સર સયાજીરાવ ગાયકવાડ



સેના ખાસખેલ સમશેર બહાદુર, જી, સી, એસ, આઈ.

વડોદરા.

એમના ઉમદા, ઉદાર ગુણો, વિદ્યાવૃધ્ધિના

ઉત્કટ વૃત્તિ અને વૈદિક ધર્મની ઉન્નતિ

માટેના ઉચ્ચ પ્રયાસને લીધે

આ ગ્રંથ એમને

અર્પણ.

# વિજ્ઞાપન.



ઉત્તર હિંદુસ્થાનમાં હિંદી ભાષામાં લગભગ બધાં ઉપનિષદોનાં સારાં ભાષ્ય થયાં છે. અને ઉપનિષદોમાંની બ્રહ્મવિદ્યા બહુ ઉત્તમ છે. એવું આર્યવર્તમાંથી તો શું પરંતુ પૃથિવીના ઘણા ભાગમાંથી બોલાય છે. અને સંસ્કૃત ભાષાનો પ્રચાર કમી થતો જતો હોવાથી અને ખુદ ઉપનિષદ્‌ની ભાષા અપરિચિત થઇ જવાથી આ ઉપનિષદ્‌નાં ભાષ્ય આપણી ગૂજરાતી ભાષામાં થવાં જોઇએ. પહેલાં આચાર્યો કેવા ઉત્તમ અને નિરભિમાની હતા તે આ ભાષ્ય દર્શાવે છે તેમજ બ્રહ્મને જાણવાનું સાધન જડ નથી પરંતુ વિદ્યારૂપી તપ છે એ ઘણું સારૂં દર્શાવેલું છે. આ ઉપનિષદ્ ઉપરથી જે હિંદુઓ તેમનાં હિંદુધર્મમાં બ્રહ્મ જાણવાનું સાધન જડ માને છે તેમને ખબર પડશે કે ભૃગુ પોતાના પિતાની પાસે જઇ કહે છે કે મને બ્રહ્મ ઓળખાવો ત્યારે વરુણપિતા કહે છે કે જેમાં આ ભૂતો ઉત્પન્ન થાય છે જીવે છે અને પ્રલય દશામાં અંતર્ગત થાય છે તે બ્રહ્મ, પણ ઉત્તરમાં કાંઇ જડ બતાવ્યું નથી; બ્રહ્મ વિદ્યાની આવી શૈલી જોઇ પૂર્વના ઋષિ મુનિઓ કેવાં નિષ્કપટપણે પઠન પાઠન ચલાવતા હતા તથા આર્યધર્મ શું છે તેનો ખ્યાલ વાચક વર્ગને થાય એમ ધારી આ ઉપનિષદ્‌નું ભાષ્ય પ્રથમ કરવામાં આવ્યું છે.

આ ભાષ્ય હિંદિ ભાષામાં ભાષ્ય કરનાર પંડીત ભીમસેન શર્મા જે સારા ભરતખંડમાં સુપ્રસિદ્ધ છે તેમણે પોતાના ભાષ્યનો ઉપયોગ કરવા ઘણીજ હોંસથી હા પાડી તે માટે તેમનો અંત્યંત આભાર.

ओम शांतिः शांतिः शांति ।

ખોતાની વાડી–
ગીરગામ બેક રોડ,
મુંબઈ તા. ૨૫-૩-૯૯.

લી૰ વસનજી મુકુંદજી દેસાઈ,
ભાષ્ય કર્તા.

ओ३म्

# अथ यजुर्वेदीयतैत्तिरीयोपनिषद्.

## प्रस्तावना.

આ તૈત્તિરીય ઉપનિષદ્ તૈત્તિરીય શાખાનું અંતર્ગત છે. તિત્તિરિ એવું કોઇ ખાસ ઋષિનું નામ છે. તેણે કહેલ અથવા બનાવેલ ઉપનિષદ્ તૈત્તિરીય કહેવાય છે. (અ. ૪।૩।૧૦૨ પાણિનિસૂત્રથી छण् પ્રત્યય લઈને તૈત્તરીય શબ્દ બને છે.) અગરજો તિત્તિરી—એટલે તીત્તર એવું પક્ષીનું નામ છે પણ પક્ષીમાં પુસ્તક બનાવવાનો, ભણાવવાનો તથા ઉપદેશ કરવાનો સંભવ નથી એટલા માટે તિત્તિરિ નામના ઋષિએ કહેલ એવો સંભવિતજ અર્થ લેવો જોઈએ, કારણ કે પક્ષી કોઈ શાસ્ત્રસંબંધી ગ્રંથ બનાવી શકતું નથી. તથા બીજાઓ પણ જે પુસ્તક બનાવે છે અથવા કહે છે જેના નામોપરથી પુસ્તકનાં નામ બને છે એ સઘળાં મનુષ્ય વ્યક્તિઓનાં નામ છે, એવે

પ્રકારે સાહચર્યથી પણ તિત્તિરિ શબ્દ મનુષ્ય વ્યક્તિ વિશેષનો વાચક છે જે તિત્તિરિ ઋષિનું કહેલ ઉપનિષદ્ તૈત્તરીય કહેવાય છે.

એ ઉપનિષદ્માં કઠાદિ ઉપનિષદોનાં જેવાં ઇતિહાસ પૂર્વક વ્યાખ્યાન નથી તોપણ ત્રીજી ભૃગુવલ્લીમાં કાંઈક પ્રકારે ઇતિહાસ આવી ગયો છે. કેમકે એ ત્રીજી વલ્લીમાં ભૃગુ ઋષિ પૂછનાર અને એના પિતા વરુણ ઉપદેશક છે એ ઉપનિષદ્માં ત્રણ વલ્લી છે. એમાં પ્રથમ વલ્લી શિક્ષાધ્યાયરૂપ છે તથા બીજીને ત્રીજી વલ્લીમાં બ્રહ્મ-જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો છે. શિક્ષાધ્યાયનો આશય એ છે કે મનુષ્યને જે પ્રકારે આચરણ કરી કલ્યાણભાગી થવું જોઈએ તે પ્રકારનાં સર્વ સાધન કહ્યાં છે. તેથી બ્રહ્મ-જ્ઞાનરૂપ મુક્તિમાં પણ કર્મની પ્રધાનતા આવે છે પણ નિષ્કામપણાથી કોઇ સિદ્ધિ પ્રાપ્ત થઇ શકતી નથી. અને જ્ઞાનપણ કર્મનેમાટેજ છે કે અમુક કામ એટલામાટે એ પ્રકારે કરવું જોઈએ જેથી સંસારનું તેમજ પરમાર્થનું સુખ પ્રાપ્ત થાય, અર્થાત્ વિચારપૂર્વક શાંતિથી સફલ કર્મ કરવું જોઇએ; એમ માનવાથી જ્ઞાન પણ કર્મને ઉપ-

યોગી સહાયક ઠરે છે. સ્વાભાવિક વૃત્તિથી પણ મનુષ્ય એમજ કરે છે અર્થાત્ જ્યાંસુધી કર્મ કરવાનો માનસ વિચાર પક્કા ઠીક નથી થતો ત્યાંસુધી કોઈપણ કામ કરવાને હાથ ઉઠતો નથી. એથી કરીને કર્મની સાથે જ્ઞાન ઉપયોગી કારણ છે અને એવા વિચારથી ઉપનિષદોમાં લખ્યું છે કે "જેવું મનથી વિચારે છે તેવું વાણીથી કહે છે તથા જે વાણીથી કહે છે તેજ કર્મથી કરે છે." અર્થાત્ પોતપોતાના વિચારને અનુસરી મનુષ્ય સર્વ કામ કરે છે. જે કર્મ કરવાનેમાટે માનસ વિચાર નહી કર્યો હોય તે કરવાને માટે કર્મેંદ્રિય હાથ પગ વાણી વગેરે ચાલતાં નથી એથી કર્મનેમાટે જ્ઞાન હોવું એ સિદ્ધ થાય છે. મનુષ્ય સર્વ પ્રકારનાં સુખ વા દુઃખ કર્મથીજ ભોગવે છે. તથા સંસારી દૃષ્ટાંતથી પણ એજ પ્રતીત થાય છે કે અન્નનું જ્ઞાન માત્ર થઇ જવાથી ભૂખ મટતી નથી કિંતુ ભોજનથી થાય છે અને ભોજન કરવું એ એક કર્મ છે; એટલા માટે નીતિમાં લખ્યું છે કે "ઉદ્યોગ કર્યાવિના તલમાંથી તેલ કોઇ લઇ શકતું નથી" ઇત્યાદી સેંકડો પ્રમાણાનુસાર કર્મ કર્યા વિના કોઇ પણ સુખ મેળવી શકતું નથી. ચમત્કારિક શિલ્પવિદ્યાથી યુક્ત જગત્ અને સર્વ વિદ્યાઓની ખાણ

વેદ એના નિર્માણરૂપ કર્મથીજ પરમેશ્વરની પરમેશ્વરતા અને મહત્ત્વ જણાય છે. એટલા માટે "જેથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય થાય છે એવું કારણ એજ સર્વ-શક્તિમાન્ છે; તથા અનેક વિદ્યાયુક્ત વેદનો ઉત્પન્ન કર-વાવાળો હોવાથી સર્વજ્ઞ છે; એ બંને વેદાંત સૂત્રોથી એ બ્રહ્મને સર્વજ્ઞ તેમજ સર્વશક્તિમાન ઠરાવાય છે. અહીં પરમેશ્વરનાં જગતની ઉત્પત્તિ આદિ તથા વેદની રચના રૂપ મોટાં મોટાં કર્મોને લીધે—કે જે કર્મોનો બીજો કોઈ કર્તા નથી—એનું સર્વોપરી મહત્વ સિદ્ધ કર્યું છે; તેમજ કર્મ કરવાથી પણ જાણીએ છીએ કે જેનાં આવાં મોટાં મોટાં કામો છે તેજ બ્રહ્મ છે.

જે કર્મ જેને માટે નક્કી કર્યું છે તે જ્યાં સુધી પૂરું ન કરે ત્યાં સુધી બંધન છે અને પૂરું કરવું એ મુક્તિ છે. એટલામાટે કહ્યું છે કે " ત્રણ ઋણ પતાવ્યાં પછી મોક્ષ-માં મન લગાવવું." એથી ઋણ પતાવવાનું બંધન છે અને જે ઋણ નથી પતાવતો તેને બંધન નહીં તો મુક્તિ કેવી હોય; કેમકે બંધ થયા પછીજ મુક્તિ થઈ શકે છે. બંધવિના છૂટવું કેવી રીતે કહ્યું જાય? જેમ જે વસ્તુનું ગ્રહણ નથી કર્યું તેનો ત્યાગ નહી કહી શકીએ; જ્યાં ગ્રહણ

નહી ત્યાં કોનો ત્યાગ માનવો. એ પ્રકારે જે અવશ્ય કરવા લાયક છે તે કર્મને પૂરૂં કરવું એજ મુક્તિ.

તેથી પિતાની બરોબર કર્મની પ્રધાનતા અને પુત્રની અપેક્ષાએ જ્ઞાન નિકૃષ્ટ છે. મનુષ્યે સંસાર તથા પરમાર્થ સંબંધી સુખની સિદ્ધિને માટે કર્મનાં ફળ ભોગવવાની તૃષ્ણા છોડી એ મારો નિષ્કારણ ધર્મ છે એવું માની કરવા યોગ્ય શ્રૌત અને સ્માર્ત કર્મોનું આચરણ કરવું જોઇએ. કારણ કે કર્મનાં ફળ ભોગવવાની તૃષ્ણા વિના કરેલાં કર્મ વિશેષ ફળ આપે છે.

મીમાંસા શાસ્ત્રના પૂર્વ ને ઉત્તર એવા બે ભેદ છે. પૂર્વ મીમાંસા જૈમિનિસૂત્ર છે, જેમાં વેદના સિદ્ધાંતને અનુસરી કર્મકાંડની સર્વ રીતે પ્રધાનતા દર્શાવી છે. તથા ઉત્તર મીમાંસા વેદાંત દર્શન છે, જેમાં કર્મનાં ફળ ભોગવવાની શક્તિવાળો જીવ અને કર્મફળ આપવાની શક્તિવાળો બ્રહ્મ એ બંનેને કર્મ લગાડી સ્વરૂપનું નિરૂપણ કર્યું છે તેથી વેદાંત એટલે જ્ઞાનકાંડ ક્રિયા કરવાનુ એક ઉપયોગી સાધન છે એ ઠીક ઠરે છે. અર્થાત્ નવીન વેદાંતી એ પર હઠ કરે છે કે ક્રિયાને ઉપયોગી જ્ઞાન નથી, પણ એ તેમની ભૂલ છે કારણકે સ્વાધ્યાય શ્રવણ મનન યજ્ઞ વગેરે

કર્મોનું સેવન ઉપનિષદોમાં ઘણું ખરૂં જ્ઞાનીને માટે લખ્યું છે. સુખભોગ જે સર્વનું કારણ છે તે પણ એક ક્રિયા છે તથા અત્યાર સુધીમાં કોઈ વેદાંતી એવો નહીં નીકળ્યો હોય કે જેણે સર્વ કર્મ છોડી દીધા હોય. તેથી કર્મકાંડનાં અંગી થવું તથા જ્ઞાનકાંડનાં અંગ થવું એ સિદ્ધ થાય છે કર્મોનાં અંગમાં કર્મ કરવાવાળો પણ એક અંગ છે કેમકે કર્ત્તાવિના કોઇ કર્મ થઇજ શકતું નથી. એ કર્ત્તામાં ચેતન હોવાથી બીજા અંગો ( અવયવો ) નાં કરતાં કર્ત્તા મુખ્ય છે. એટલામાટે જ્યાં કહીં જીવ અથવા બ્રહ્મનાં જ્ઞાનની વિશેષ પ્રશંસા કરવામાં આવે છે ત્યાં કર્મનાં એક એક અંગની અપેક્ષાએ પ્રધાનતા માનવામાં આવી છે પરંતુ કર્મ કાંડ માત્રની અપેક્ષાએ એ જ્ઞાનની પ્રધાનતા નથી, તેથી શંકરસ્વામીએ જે કર્મકાંડ કરતાં જ્ઞાનકાંડને સર્વોપરિ અધિક પ્રધાન ઠરાવ્યું છે એ ઠીક નથી એવો આ પ્રસ્તાવનાનો આશય છે.

આ પુસ્તકની બીજીને ત્રીજી વલ્લીમાં બ્રહ્મજ્ઞાનનું પ્રધાનતા પૂર્વક વર્ણન છે તે સર્વનું પ્રસંગ પ્રમાણે વ્યાખ્યાન કરવામાં આવશે.

इति यजुर्वेदीयैतत्तिरीयोपनिषदः प्रस्तावः

ओ३म्.

# अथ यजुर्वेदीयतैत्तिरीयोपनिषद्भाष्यम् ।

ओं शन्नो मित्रः शं वरुणः । शन्नो भवत्वर्यमा । शन्न इंद्रो बहस्पतिः । शन्नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् । ओं शांतिः शांतिः शांतिः ॥ १ ॥ सत्यं वदिष्यामि पञ्च च ॥ इति प्रथमोऽनुवाकः ॥

ओम् । शम् । नः । मित्रः । शम् । वरुणः । शम् । नः । भवतु । अर्यमा । शम् । नः । इन्द्रः । बृहस्पतिः । शम् । नः । विष्णुः । उरुक्रमः । नमः । ब्रह्मणे । नमः । ते वायो । त्वम् । एव । प्रत्यक्षम् । ब्रह्म । असि । त्वाम् । एव । प्रत्यक्षम् । ब्रह्म । वदिष्यामि । ऋतम् । वदिष्यामि । सत्यम् । वदिष्यामि । तत् । माम् । अवतु । तत् । वक्तारम् । अवतु । अवतु । माम् । अवतु वक्तारम् । ओम् । शान्तिः । शान्तिः । शान्तिः ॥ १ ॥

**अर्थः**—હે ( **ओम्** ) નિરાકાર પરમેશ્વર! ( **मित्रः** ) પ્રાણવાયુ ( **नः** ) અમને ( **शं** ) કલ્યાણકારી એટલે સુખ આપવા વાળા હો. ( **वरुणः** ) અપાનવાયુ અમને ( **शम्** ) સુખદાતા હો. ( **अर्यमा** ) આંખ એ ઇંદ્રિય ( **नः** ) અમને ( **शम्** ) સુખકારક હો. ( **इंद्रः** ) બંને બળવાન હાથ ( **नः** ) અમને ( **शम्** ) સુખકારક હો, ( **बृहस्पतिः** ) વિદ્યાસાગર પુરુષ અમને સુખ આપો, અથવા વાણી અને બુદ્ધિ અમને સુખદ હો. ( **उरुक्रमः** ) ચાલવાના કામમાં સમર્થ ( **विष्णुः** ) સર્વ ઠેકાણે જવાવાળા પગ તેમજ આખી સૃષ્ટિને વિષે વ્યાપી રહેલ ઈશ્વર ( **नः** ) અમને ( **शम्** ) સુખકારી હો. ( **ब्रह्मणे** ) સર્વના કરતાં મહાન્, વ્યાપ્ત અને સર્વ શક્તિમાન્ એવા આપને ( **नमः** ) અમારા નમસ્કાર. ( **वायो** ) સર્વ કર્મના સુખ દુઃખ આપવાવાળા અને સર્વના આધાર હે વાયુ! ( **ते** ) તને ( **नमः** ) અમારા નમસ્કાર પ્રાપ્ત હો. ( **त्वम् एव प्रत्यक्षम् ब्रह्म असि.** ) આવી ચિત્ર વિચિત્ર અથવા મહાન્ જગતની તથા વેદની રચના કરવાથી તુંજ પ્રત્યક્ષ સમાન સઉથી મોટો છે, કારણ કે કોઇ નાનું પ્રાણી આવાં મોટાં કાર્યરૂપી જગતને બનાવી શકતું નથી, તેથીજ ( **त्वाम् एव प्रत्यक्षम् ब्रह्म वदिष्यामि** ) તને પ્રત્યક્ષની તુલ્ય અવસ્ય મોટો કહીશ; એટલે કે જે ( **ऋतम्** ) સત્ય શાસ્ત્રોને અનુકુલ છે; તેથીજ એમ ( **वदिष्यामि** ) કહીશ. ( **सत्यम्** ) મન વાણી તેમજ કર્મોથી અવિરૂદ્ધ ( **वदिष्यामि** ) કહીશ. અંતઃકરણની વિરૂદ્ધ કાંઇ કદી નહીં કહીશ. એ પ્રમાણે સર્વ શુભ કર્મોની શરૂઆતમાં બ્રહ્મની પ્રાર્થના કરવાની સાથે સત્ય કહેવાની તથા કરવાની પ્રતિજ્ઞા કરવી જોઈએ. ( **तत्** ) એ બ્રહ્મને સર્વોપરી મોટો કહેવો, શાસ્ત્રાનુકુલ કહેવો તથા સત્ય કહેવો એ ( **माम्** ) એ વક્તાના કરતાં મુજ શ્રોતાની ( **अवतु** ) રક્ષા કરો. ( **तत्** ) એ કહેવું ( **वक्तारः** ).

ઉપદેશક આચાર્યની (**अवतु**) રક્ષાકરો. (**अवतु, माम्, अवतु, वक्तारम्** ) મારી તથા અધ્યાપકની રક્ષા કરે એ ફરીથી કેહેવું વિશેષ પ્રાર્થના બતાવવા માટે છે, અર્થાત્ સત્ય આચરણરૂપ કર્મો હમ શિષ્ય ગુરૂની અવશ્ય રક્ષા કરે. ( **ओम्, शान्तिः शान्तिः शान्तिः**) ભણવા અને ભણાવવાવાળા શિષ્યો, સ્ત્રી પુરૂષો અને પિતા પુત્રોના સંબંધવાળા અમને બંનેના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંબંધી સુખના ભોગોમાં વિઘ્નકારી, આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક અથવા માનસિક, વાચિક અને શારીરિક એવાં ત્રણ પ્રકારનાં વિઘ્નો અને દુઃખની શાંતિ હો એ ત્રણ વાર કહેવાનું પ્રયોજન છે. ( **सत्यम् वदिष्यामि पञ्च च** ) એમ કહી એ અનુવાદમાં ( **सत्यं वदिष्यामि** ) સુધી એક કંડિકા એની આગળ પાંચ વાક્ય બીજાં છે એમ બતાવ્યું છે.

**ભાવાર્થ**:—મહાભાષ્યકાર પતંજલિએ લખ્યું છે કે પઠન પાઠનના આરંભમાં શમ્ આદિ શબ્દો ભણે છે. અર્થાત ભણાવવાના અથવા ઉપદેશરૂપ શિક્ષા આપવાના પ્રારંભની પૂર્વેજ ( **शन्नो मित्रः** ) ઈત્યાદિ મંત્રોનો પાઠ કરવો જોઇએ, એનો અર્થ આગળ લખી ગયા છીએ.

**ओम्–शीक्षां व्याख्यास्यामः । वर्णः स्वरः । मात्रा बलम् । साम सन्तानः । इत्युक्तः शीक्षाध्यायः ॥ १ ॥ शीक्षां पञ्च ॥ द्वितीयोऽनुवाकः ॥ २ ॥**

शीक्षां । व्याख्यास्यास्मः । वर्णः । स्वरः । मात्राः । बलम् । साम । सन्तानः । इति । उक्तः । शीक्षाध्यायः ॥ १ ॥

**અર્થ**:—હવે ગુરુ ફરીથી બોલે છે કે (**ઓમ્**) પરમાત્માનું સ્મરણ કરવા પેહેલાં આમ જાણવું કહેવું, અને કરવું જોઇએ ઇત્યાદિ પ્રકારની (**शिक्षां**) શીક્ષા (**व्याख्यास्यामः**) અમે કહીએ તે તમે સાંભળો. (**वर्णः**) "અ" કાર વગેરે અક્ષર આવા આવા સ્વરૂપવાળા છે (**स्वरः**) ઉદાત્ત વગેરે "સ્વર" આવા (**मात्रा**) હસ્વાદિ (**बलम्**) આભ્યંતર અને બાહ્ય પ્રયત્ન (**साम**) શાંતિપૂર્વક મધ્યમ વૃત્તિથી વર્ણોનું ઉચ્ચારણ (**संतानः**) **संहिता**-**संधि** એટલે વર્ણોનો પરસ્પર સંબંધ, (**इति**) એટલી શિક્ષા જેમાં આપવામાં આવી છે એવો (**शिक्षाध्यायः**) શિક્ષાધ્યાય આ પુસ્તકમાં (**उक्तः**) કહેવામાં આવે છે. પૂર્વ અનુવાકના પાંચ અને પાંચ વાકય આનાં મળી બીજો અનુવાક થયો.

**ભાવાર્થ**:—શિક્ષા બે પ્રકારની છે; એક શબ્દ શિક્ષા, અને બીજી અર્થ શિક્ષા કહેવાય છે. પહેલી શિક્ષામાં વર્ણ, સ્વર, માત્રા, પ્રયત્ન, મધ્યમ, દ્રુત, વિલંબિત વૃત્તિ અને સંહિતા વા અવસાન વગેરેનાં સ્વરૂપનો બોધ હોવો એ શબ્દ શિક્ષા કહેવાય છે. આની અંદર શિક્ષા નામક વેદાંગ અને વ્યાકરણ આવી જાય છે. ગુણ, કર્મ, સ્વભાવની શુદ્ધિ કરવી એનું નામ અર્થશિક્ષા કહેવાય છે, એટલામાટે બીજી શિક્ષા મુખ્ય છે. તે કારણથી એનું વિશેષ વ્યાખ્યાન આ પુસ્તકમાં આગળ કરીએ છીયે.

**सह नौ यशः सह नौ ब्रह्मवर्चसम् । अथातः संहिताया उपनिषदं व्याख्यास्यामः॥पञ्चस्वधिकरणेषु। अधिलोकमधिज्यौतिषमधिविद्यमधिप्रजमध्यात्मम् । ता महासंहिता इत्याचक्षते ॥**

सह । नौ । यशः । सहनौ । ब्रह्मवर्चसम् । अथ । अतः । संहितायाः । उपनिषदम् । व्याख्यास्मः । पञ्चषु । अधिकरणेषु । अधिलोकम् । अधिज्योतिषम् । अधिविद्यम् । अधिप्रजम् । अध्यात्मम् । ताः । महासंहिताः । इति । आचक्षते

**अर्थः**—હવે શિષ્ય પ્રાર્થના કરે છે કે ( **नौ** ) અમે શિષ્ય તથા ગુરુની વિદ્યાના પ્રતાપે પ્રકટ થયલી ( **यशः** ) કીર્તિ ( **सह** ) સાથે ને સાથેજ પ્રચરિત રહો. તથા ( **नौ** ) અમારાં બંનેનાં શુભ ગુણ કર્મ સ્વભાવના સેવનથી પ્રકટ થયલું ( **ब्रह्मवर्चसम्** ) બ્રહ્મતેજ વા બ્રહ્મ ધર્મ ( **सह** ) સાથે ને સાથેજ રહો, એટલે કે ગુરુની સાથે મારાં યશ તથા બ્રહ્મતેજ વધો. ( **अथ** ) હવે ( **अतः** ) બ્રહ્મતેજ વધારવા માટે ( **संहितायाः** ) સમીપસ્થ વા મળેલી સંયુકત થયેલી વસ્તુઓના ( **उपनिषदम** ) આગળ પાછળના સંબંધ સહીત ઉપયોગને અનુસરતું અવયવજ્ઞાનનું ( **व्याख्यास्यामः** ) વ્યાખ્યાન કરશું; જે અવયવજ્ઞાન (**पञ्चेषु अधिकरणेषु**) પાંચ ભાગમાં વેહેચાયલું છે. એ પાંચ અધિકરણ ( **अधिलोकम्०** ) અધિલોક, અધિજ્યૌતિષ, અધિવિદ્ય, અધિપ્રજ તથા અધ્યાત્મ નામનાં છે. એની વિશેષ વ્યાખ્યા આગળ થશે. ( **ताः**, **महासंहिताः**, **त्याचक्षते** ) એ અધિલોકાદિનો પરસ્પર આકર્ષણ વગેરે સંબંધજ જગતની ઉત્પત્તિ સ્થિતિનો હેતુ છે. એ અધિલોકાદિનું યથાવત્ જ્ઞાન થવું એજ પરમજ્ઞાન વા વિદ્યાનો સર્વોત્તમ વિષય છે, એટલામાટે એ મોટા મોટા સંયોગ કહેવાય છે.

**ભાવાર્થઃ**—પરસ્પર મળેલા પદાર્થોના વિભાગની સાથે અવયવ સંબંધનું જ્ઞાનજ મુખ્ય જ્ઞાન છે. એજ જ્ઞાનથી સંસાર અને પરમાર્થ

સુખની સિદ્ધિ છે તથા જ્ઞાન શિક્ષાનું પૂર્વ રૂપ છે, એટલામાટે અરસ-પરસના સંબંધનું જ્ઞાન કરવું જોઇએ.

अथाधिलोकम्—पृथिवी पूर्वरूपं द्यौरुत्तररूपम् । आकाशः संधिः ॥ १ ॥ वायुः सन्धानम् । इत्यधिलोकम् । अथाधिज्यौतिषम् । आग्निः पूर्वरूपम् । आदित्य उत्तररूपम् । आपः सन्धिः । वैद्युतः सन्धानम् । इत्यधिज्यौतिषम् । अथाधिविद्यम् । आचार्यः पूर्वरूपम् ॥ २ ॥ अन्तेवास्युत्तररूपम् । विद्या सन्धिः । प्रवचनꣳ सन्धानम् । इत्यधिविद्यम् । अथाधिप्रजम् । माता पूर्वरूपम् । पितोत्तररूपम् । प्रजा सन्धिः । प्रजननꣳसन्धानम् । इत्यधिप्रजम् ॥ ३ ॥

अथ । अधिलोकम् । पृथिवि । पूर्वरूपम् । द्यौः । उत्तररूपम् । आकाशः । सन्धिः । वायुः । सन्धानम् । इति । अधिलोकम् । अथ । अधिज्यौतिषम् । अग्निः । पूर्वरूपम् । आदित्यः । उत्तररूपम् । आपः । सन्धिः । वैद्युः । सन्धानम् । इति । अधिज्यौतिषम् । अथ । अधिविद्यम् । आचार्यः । पूर्वरूपम् । अन्तेवासी । उत्तर रूपम् । विद्या सन्धिः । प्रवचनम् । सन्धानम् । इति । अधिविद्यम् अथ । अधिप्रजम् । माता । पूर्वरूपम् । पिता । उत्तररूपम् । प्रजा । सन्धिः । प्रजननम् । सन्धानम् । इति । अधिप्रजम् ॥ ३ ॥

ભાષાર્થઃ—( अथ ) સર્વત્ર ઉદ્દેશના ક્રમાનુસાર વ્યાખ્યાન છે એ બતાવવાને માટે " અથ " શબ્દ છે. ( अधिलोकः ) પૃથિવી વગેરે લોકોને આગળ કરી જે પ્રવૃત્ત થયું તે વ્યાખ્યાનને અધિલોક કહે છે અહીઆં લોકથી સિદ્ધ થવા વાળાં કાર્યનાં સાધન જે અવયવ છે એમાં ( पृथिवी ) પૃથિવી ( पूर्वरूपम् ) કાર્યસિદ્ધિમાં આધાર સ્વરૂપ હોવાથી મુખ્ય સાધન ( द्यौः ) પ્રકાશરૂપ સૂર્યાદિલોક ( उत्तर-रूपम् ) પરભાગના સરખું ગૌણુ સાધન છે. ( आकाशः सन्धिः ) પૂર્વ તથા ઉત્તરનો જેમાં સંબંધ વા મેળ છે તે આકાશ સંધિ; ( वायुः सन्धानम् ) સૂક્ષ્મ જળનાં આવવા જવા રૂપી સંબંધ જેથી છે તે વાયુ પરસ્પરની અનુકુલતાથી કાર્યસિદ્ધિમાં મુખ્ય હેતુ છે (इति) એ પ્રકારે ( अधिलोकम् ) લોકસંબંધી જ્ઞાન કરવું જોઇએ. એને ભૂગોલવિદ્યાના નામથી ઓળખી શકીએ છીયે. (अथ, अधिज्योतिषम्) હવે જ્યોતિષ સંબંધી વિચાર એ છે કે ( अग्निःपूर्वरूपम् ) પહેલાં પૃથિવીને લગતા અગ્નિએ કરી પાણી સૂક્ષ્મ થઇ સૂર્યલોકની સન્મુખ જાય છે. ( आदित्यः, उत्तररूपम् ) સૂર્ય પૃથિવીપર પાછી વૃષ્ટિ કરેછે. ( आपः सन्धिः ) જળમાં બંનેની શક્તિનો મેળ વા સંબંધ થાય છે. ( वैद्युतः, सन्धानम् ) વિજળી સંબંધી તેજ એ બંને અગ્નિ તથા સૂર્યનો સંબંધ કરવાવાળું છે. ( इति, अधिज्यौतिषम् ) ઇત્યાદિ પ્રકારનું જ્યોતિષસંબંધી વ્યાખ્યાન છે. એને ખગોળ વિદ્યા અથવા જ્યોતિષવિદ્યા કહે છે. કારણ સૂર્ય ચન્દ્રમાં તથા નક્ષત્રાદિ પ્રકાશ આપવા વાળી વસ્તુઓનું નામ જ્યોતિષ છે. એનું યથાર્થ જ્ઞાન કરવું એ જ્યોતિષ વિદ્યા કહેવાય છે. (अथाधिविद्यम्) વિદ્યાનો પ્રચાર કરવા સારૂ ઉપયોગી એ છેઃ—( आचार्यः ) વિદ્યામાં પ્રધાન હોવાથી ગુરૂ ( पूर्वरूपम् )

પ્રથમ કારણ સ્વરૂપ છે ( **अन्तेवासी** ) શિષ્ય–વિદ્યાર્થી ( **उत्तररूपम्** ) બીજું સાધન છે. ( **विद्या, सन्धिः** ) વિદ્યામાં બંનેનો પરસ્પર સંબંધ તથા ઉપયોગ છે તેથી વિદ્યા સંધિ કહેવાય છે; તથા ( **प्रवचनम्** ) ભણાવવું અથવા ઉપદેશ કરવો ( **सन्धानम्** ) બંનેને સંબંધી કરવામાં સાધન થાય છે, ( **इति, अधिविद्यम्** ) એવું વિદ્યાસંબંધી ઉપયોગ અને સાધનનું વ્યાખ્યાન છે. ( **अथ अधिप्रजम्** ) પુત્ર વગેરેને સન્તાન ઉત્પન્ન કરવાના વિષયનું જ્ઞાન અધિપ્રજમ્ કહેવાય છે તે એ કે ( **माता** ) સન્તાનની ઉત્પત્તિમાં માતા ( **पूर्वरूपम्** ) મૂળ અથવા મુખ્ય કારણ છે. ( **पिता** ) પિતા એ ( **उत्तररूपम्** ) બીજું સાધન છે. ( **प्रजा** ) પુત્ર વગેરેમાં ( **सन्धिः** ) બંનેનો સંબંધ ( **प्रजननम्** ) છોકરાં ઉત્પન્ન થવાં એ માતા પિતા બંનેનાં અંશ અથવા પ્રીતિ એકત્ર કરવામાં મુખ્ય હેતુ છે. ( **इति, अधिप्रजम्** ) આવા પ્રકારનું પ્રજા વિષયનું જ્ઞાન મનુષ્યને કરવું જોઇએ.

**ભાવાર્થઃ**—આ મંત્રમાં ગૂઢરૂપે મહાવિદ્યાનો ઉપદેશ કર્યો છે. એનું વિસ્તારપૂર્વક વર્ણન કરવું તો અહીંઆં દુસ્તર છે પરંતુ ટુકમાં કહીએ છીએ કે જેમ માતાના શરીરથી નવ મહીનામાં ગર્ભ બને તથા વધે છે એ સન્તાનરૂપ ફળની સિદ્ધિમાં મુખ્યત્વે કરી માતા અને માતાના કરતાં ગૌણ બીજું સાધન પિતા છે, તથા ફળરૂપ સન્તાનમાં માતા પિતાની પ્રીતિ એકત્ર થાય છે. સન્તાનોનું ઉત્પન્ન થવું એનો મુખ્ય હેતુ છે. એજ પ્રમાણે પૃથિવી વગેરેમાં સંબંધ લગાવવો જોઈએ. વેદમાં પણ લખ્યું છે કે "પુરુષ સ્ત્રીને કહે છે.—હું સૂર્ય, તું પૃથિવી એ આપણે બંને પરસ્પર વિવાહ કરીએ." પૃથિવી સ્થાનિની સ્ત્રી નીચે તથા સૂર્યસ્થાની પુરુષ ઉપર હોવાથી પ્રજા વ્યાપ્ત

છે; જેમ સૂર્યના સંબંધે કરી ઉપરથી પૃથિવીમાં વીર્યરૂપ જળનો વરસાદ વરસીને ઔષધિ વનસ્પતિ વગેરે સંસારની સ્થિતિ કહેવામાં હેતુ રૂપ ફળ ઉત્પન્ન થાય છે; જેમ પરંપરાથી ઉપયોગ કરવામાં ગુરુજ વિદ્યાનું મુખ્ય સાધન છે તથા શિષ્ય બીજું સાધન છે, વિદ્યાનો પ્રચાર થવા રૂપી ફળમાં બંનેનો સંબંધ છે; પાઠનરૂપ સર્વોત્તમ કર્મ બંનેનો સંબંધ થવામાં મોટો હેતુ છે. તેજ પ્રકારે અગરજો સર્વત્ર એક કાર્ય સિદ્ધ કરવામાં અવયવરૂપે અનેક સાધન થાય છે તથાપિ સર્વત્ર વિભાગપૂર્વક વ્યાખ્યાન કરવામાં ઘણું ખરું ચાર સંખ્યાનું પ્રાધાન્ય હોવાથી મુખ્યત્વે કરીને ચારજ અવયવ માનવા જોઇએ, કારણ કે સર્વ વિદ્યાઓના મૂલરૂપ વૈદિક સંપ્રદાયમાં પણ સૃષ્ટિના આરંભથીજ ચાર વેદ એના વ્યાખ્યાન વિષય ચાર, વર્ણ ચાર, આશ્રમ ચાર-ધર્મ અર્થ કામ મોક્ષ વગેરે ચાર ચાર ભાગ પ્રત્યેક વિષયમાં કરવામાં આવ્યા છે. આયુર્વેદ ચિકિત્સા શાસ્ત્રમાં પણ ૧-રોગ, ૨-નિદાન, ૩-આરોગ્ય, ૪-રોગ નિવૃત્તિનો ઉપાય, એ ચાર વાતો પ્રધાન છે. યોગ શાસ્ત્રમાં પણ ૧-દુ:ખનો હેતુ સંસાર ત્યાજ્ય, ૨-જન્મ મરણરૂપ હેય સંસાર દુ:ખનો હેતુ અવિદ્યાદિ કલેશ, ૩ દુ:ખથી છુટવું એ મોક્ષ, ૪ અને દુ:ખમાંથી છુટી મુક્ત થવાનો ઉપાય, એ ચારજ પ્રકારે વ્યાખ્યાન કર્યું છે. એ પ્રકારે સઘળાં શાસ્ત્રોમાં પ્રાય: સઘળા વિષયની ત્રણ ચાર પ્રકારે કલ્પના કરીને વ્યાખ્યાનનો આરંભ કરેલો દેખાય છે. તેમજ વેદ ચાર હોવાથી વેદાશયને અનુકુલજ આ વ્યાખ્યાન છે. જેમ કોઇ સામાન્યના ચાર ભાગ હોય છે તેવાજ તેની સાથે સંબંધ રાખનારા અવાન્તર ભેદોમાં ચાર અવયવોની કલ્પનાજ પ્રધાન છે. આ પ્રકરણમાં પણ વિદ્યાના એક વિષયને અધિલોકાદિ ચાર ભાગમાં વિભક્ત કરીને ફરીથી એક એકમાં પૂર્વરૂપ ઉત્તર સંધિ તથા સંધાન ચારજ

શબ્દોથી વ્યાખ્યાન દેખાડયું છે. એ પ્રકારે એક એક પૂર્વરૂપ વગેરેના પણ ચાર ભાગ, વ્યાખ્યાનની પછી કરી શકાય છે, અથવા જેવા કર્ત્તવ્યના ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચાર ભાગ છે તેવા એક ધર્માદિના પણ ચાર ભાગ છેઃ-જેવાકે સત્ય, તપ, યજ્ઞ, અને દાન. ધર્મમાં એ ચાર ભાગ પ્રધાન છે. એ પ્રમાણે દરેક ભાગનાં પેટા ભાગ પણ ચાર ચાર દ્વારા વ્યાખ્યાન થઇ શકે છે. વળી એ સર્વ ઋગ્વેદાદિ ચારની સાથે બરોબર સંખ્યા પ્રમાણે લગતું હોવું જોઇએ. એ પ્રમાણે સર્વ વિદ્યાઓનો એવો ગંભીર અથવા ગુપ્ત આશય જાણવો જોઈએ. ગૌણ પ્રધાનાદિરૂપે કરી પૂર્વરૂપાદિમાં યથાવત્ સ્વરૂપનું જે જ્ઞાન થવું તેજ શીક્ષા મેળવવાનું પૂર્વરૂપ છે.

अथाध्यात्मम् । अधरा हनुः पूर्वरूपम् । उत्तरा हनुरुत्तररूपम् । वाकसन्धिः । जिव्हा सन्धानम् । इत्यध्यात्मम् । इतीमा महासꣳहिताः ॥ य एवमेता महासꣳहिता व्याख्याता वेद । सन्धीयते प्रजया पशुभिः । ब्रह्मवर्चसेनान्नाद्येन सुवर्गेण लोकेन ॥ ४ ॥ सन्धिराचार्यः पूर्वरूपमित्याधिप्रजं लोकेन ॥ इति तृतीयोऽनुवाकः

अथ । अध्यात्मम् । अधरा । हनुः । पूर्वरूपम् । उत्तरा । हनुः । उत्तररूपम् । वाक् । सन्धिः । जिव्हा । सन्धानम् । इति । अध्यात्मम् । इति । इमाः । महासंहिताः । यः । एवम् । एताः । महासंहिताः । व्याख्याताः । वेद । सन्धीयते । प्रजया । पशुभिः । ब्रह्मवर्चसेन । अन्नाद्येन । सुवर्गेण । लोकेन ॥

**भाषार्थः**—( **अथ** ) હવે ( **अध्यात्मम्** ) આત્મા નામ શરીરની અંદર પઠન પાઠનરૂપ વ્યવહારની ઉત્પત્તિનું જ્ઞાન આગળ કહેલ રીત પ્રમાણે જાણવું જોઇએ. ( **अधरा, हनुः** ) મુખમાં બે ભાગ છે. એક નાકની ઓર ઉપર અને બીજો નીચે દાઢીની ઓર, એ બંને ભાગના મેળથી અન્નનું ચાવવું ને અક્ષરોના ઉચ્ચાર કરવાનું કામ બની શકે છે. એમાં નીચેનો ભાગ પૂર્વરૂપમ્ મુખ્ય સાધન અને ( **उत्तरा हनुः उत्तररूपम्** ) ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં ગૌણ સાધન છે. ( **वाक्, सन्धिः** ) વાણીના ઉચ્ચારણમાં પૂર્વ ને ઉત્તર બંને ભાગની સંધિ એટલે મેળાપ થાય છે. ( **जिव्हा, सन्धानम्** ) મુખની નીચે ઉપરના બંને ભાગનો મેળાપ જીભથી થાય છે. એ કારણથી જીભ એના મેળાપનો હેતુ છે. ( **इति** ) એ પ્રકારે વર્ણોના ઉચ્ચારણમાં ( **अध्यात्मम्** ) શરીરની અંદરનો વિચાર કરવો જોઇએ. ( **इति** ) ઉપર કહેલી રીત પ્રમાણે ( **इमाः** ) એ અધિલોકાદિ ( **महासंहिताः** ) મહાન્ મહાન્ કાર્ય સાધવામાં સંબંધ ધરાવે છે. ( **यः** ) જે પુરુષ ( **एवम् एताः,महासंहिताः, व्याख्याताः** ) આ પ્રમાણે જે સંબંધોના પર વ્યાખ્યાન થયું તે મહાન સંબંધ ( **वेद** ) જાણે અથવા નિરંતર એનું સેવન કરે તે ( **प्रजया** ) પ્રજા ( **पशुभिः** ) સુખના સાધનો ગાય વગેરે ( **ब्रह्मवर्चसेन** ) બ્રહ્મતેજ ( **अन्नाद्येन** ) ખાવા લાયક અન્ન તેમજ ( **सुवर्गेण, लोकेन** ) વિશેષ સુખના આધાર સ્થાનની સાથે ( **सन्धीयते** ) જોડાય અથવા સંબદ્ધ થાય છે એટલે કે તેને પુત્ર વગેરે મળી શકે છે.

**ભાવાર્થઃ**—અધ્યાત્મ પ્રસંગમાં પોતપોતાના મુખના અવયવો મેળવવાથી વર્ણોનું ઉચ્ચારણ થાય છે. વાક્ય સ્વરૂપને પ્રાપ્ત થયેલ

વર્ણોની ઉચ્ચારણ ક્રિયામાં વકતા શ્રોતા બંને ઉપયોગી છે એમાં વકતાનીજ પ્રધાનતા છે. જે પુરુષ લોકવિષયનો સંબંધ વગેરે ઠીક જાણી કરી જેવો જોઈએ તેવો ઉપયોગ કરે છે અર્થાત્ જેવું કે આચાર્ય શિષ્ય તથા માબાપના સંબંધથી થવાવાળાં કાર્યને પુરૂં કરે છે, તે પુરુષ જન્મભર છ પ્રકારના સંસારી સુખ (ધનની પ્રાપ્તિ, નીરોગી રહેવું, સ્રીપ્રિયા, પ્રિયવાદિની, આજ્ઞાકારી પુત્ર, પ્રયોજન સાધે એવી વિદ્યા) ભોગવી મરણબાદ અત્યંત પરમાર્થ સુખનો ભાગી થાય છે.

**यश्छन्दसामृषभो विश्वरूपः। छन्दोभ्योऽध्यमृतात्सम्बभूव। स मेंद्रो मेधया स्पृणोतु। अमृतस्य देवधारणो भूयासम्। शरीरं मे विचर्षणम्। जिव्हा मे मधुमत्तमा। कर्णाभ्यां भूरि विश्रुवम्। ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः। श्रुतं मे गोपाय। आवहन्ती वितन्वाना ॥१॥ कुर्वाणाऽचीरमात्मनः। वासाꣳसि मम गावश्च अन्नपाने च सर्वदा ॥**

यः। छंदसाम्। ऋषभः। विश्वरूपः। छंदोभ्यः। अधि। अमृतात्। सम्बभूव। सः। मा। इंद्रः। मेधया। स्पृणोतु। अमृतस्य। देवधारणः। भूयासम् शरीरम् मे। विचर्षणम्। जिव्हा मे। मधुमत्तमा। कर्णाभ्याम्। भूरी। विश्रुवम्। ब्रह्मणः। कोशः। असि। मेधया। पिहितः। श्रुतम्। मे। गोपाय। आवहन्ती। वि-

तन्वाना । कुर्वाणा । अचीरम् । आत्मनः । वासांसि । मम । गावः । च । अन्नपाने । च । सर्वदा ॥

**अर्थः**—શિષ્યે મનમાં કેવી કામના રાખવી અને પરમેશ્વરની કેવે પ્રકારે પ્રાર્થના કરવી જોઇએ તે કહીએ છીએ. ( **यः** ) જે ( **छन्दसाम्** ) આનંદયુક્ત પુરુષોની વચમાં ( **ऋषभः** ) સર્વોપરી આનંદમય અતિશ્રેષ્ઠ ( **विश्वरूपः** ) સર્વ રૂપવાન વસ્તુઓમાં એના એના રૂપમાં અવસ્થિત ( **छंदोभ्यः** ) ગાયત્રાદિ છન્દયુક્ત ઋગ્વેદાદિ વેદ તથા ( **अमृतात्** ) મોક્ષથી પર છે અર્થાત્ એ બંનેના અધિષ્ઠાતા હોવાનો ( **संबभूव** ) સંભવ છે. જે એ પ્રકારે પ્રસિદ્ધ છે ( **सः** ) તે ( **इन्द्रः** ) અન્નાદિના દાનથી સર્વ ચરાચર જગતની રક્ષા વા વ્યવસ્થા કરવાવાળો પરમેશ્વર ( **माम्** ) મારૂ ( **मेधया** ) ધારણ કરવા અર્થાત્ સ્મરણ રાખવાવાળી બુદ્ધિવડે ( **स्पृणोतु** ) રક્ષણ કરો. ( **अमृतस्य** ) વેદશાસ્ત્ર સંબંધી જ્ઞાન અથવા વિદ્યાને ( **देवधारणः** ) વિદ્વાનોની પેઠે ધારણ કરવાવાળો ( **भूयासम्** ) થાઉં એવી આશા રાખું છું. ( **मे** ) મારૂં ( **शरीरम्** ) શરીર ( **विचर्षणम्** ) મનુષ્યનું થાય અર્થાત્ હું કોઇ બીજી યોનિમાં ઉત્પન્ન ન થાઉં ( **मे** ) મારી ( **जिव्हा** ) જીભ ( **मधुमत्तमा** ) અતિશય મીઠાં વેણુ બોલે અર્થાત્ હું કદી કટુ વચન ન બોલું એવી પ્રાર્થના કરૂં છું. હું ( **कर्णाभ्याम्** ) કાનવડે ( **भूरी** ) બહુ ( **विश्रुवम्** ) શાસ્ત્રનો આશય અને ઉત્તમ ઉપદેશ સદા સાંભળતો રહું. હે પરમેશ્વર આપ ( **ब्रह्मणः** ) વેદના ( **कोशः** ) ભંડારરૂપ ( **असि** ) છો. સર્વ વેદ આપનામાં રહે છે તેથી ( **मेधया** ) શ્રેષ્ઠ બુદ્ધિથી ( **पिहितः** ) આચ્છાદિત છો અર્થાત્ આપ સર્વોપરી બુદ્ધિ-

માન છો. ( **मे** ) મારાં ( **श्रुतम्** ) ભણેલાં શાસ્ત્રનું ( **गोपाय** ) રક્ષણ કરો મતલબ જે હું શીખેલો છું તે ભૂલી ન જાઊં. મારાં સુખ અને કીર્તિ (**आवहन्ती**) સર્વ રીતે પ્રાપ્ત કરતી અને ( **वितन्वमाना** ) શોભાનો વિસ્તાર કરતી હવી પાછી વિશેષ શું કરતી હવી કે લક્ષ્મી ( **आत्मनः** ) પોતાની અવયવરૂપ સામગ્રી ( **अचीरम्** ) શીઘ્રજ ( **कुर्वाणा** ) સિદ્ધ કરતી હવી મને પ્રાપ્ત હો. એ લક્ષ્મી કેવી છે ( **वासांसि** ) અતિમુલ્યવાનં અને દર્શનીય વસ્ત્ર ( **गावः** ) ગાય, હાથી ઘોડા વગેરે ( **च** ) અને ( **मे** ) મને ( **सर्वदा** ) હમેશાં ( **अन्नपाने** **च** ) અન્ન જળ પણ ભોગવવા યોગ્ય સર્વોત્તમ થાવ વગેરે એવી લક્ષ્મીનો અંશ મારીપાસે રહે એવી પ્રાર્થના કરવી જોઈએ.

**ભાવાર્થ**:—વિદ્યર્થિએ મેધા આદિ સર્વોત્તમ વસ્તુઓની પ્રાર્થના ઈશ્વરને કરવી જોઇએ. તથા એવી બુદ્ધિ આદિની પ્રાપ્તીનેમાટે યથા શક્તિ પૂર્ણ ઉદ્યોગ કરવો જોઇએ. અર્થાત્ બુદ્ધિ આદિ વગેરે વધારવાને માટે કર્મનું અનુષ્ઠાન કરવું, તથા બુદ્ધિ આદિ મેળવવામાં વિઘ્ન કરે એવાં કર્મોનો ત્યાગ કરવો જોઈએ; એવોજ ઉદ્યોગ કરવા લાયક છે. ત્યારેજ વિદ્યાર્થિને સારૂં શિક્ષણ પ્રાપ્ત થાય છે આવા પ્રકારના વાક્યોનો આશય સદા વારંવાર મનમાં દૃઢ કરીને તેમનું મનન કરવું જોઈએ. એવો અભ્યાસ કરવાથી આવા આવા ગુણોનું પાત્ર એ પુરુષ બની શકે છે.

**ततो मे श्रियमावह । लोमशां पशुभिःसह स्वाहा ।**
**आ मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । वि मा यन्तु ब्रह्म**

चारिणः स्वाहा । प्र मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । दमा यन्तु ब्रह्मचारिणः स्वाहा। शमा यंतु ब्रह्मचारिणः स्वाहा ॥ २ ॥ यशोजनेऽसानि स्वाहा । श्रेयान् वस्यसोऽसानि स्वाहा। तं त्वा भज प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा । तस्मिन् सहस्र शाखे निभगाऽहं त्वयि मृजे स्वाहा । यथाऽऽपः प्रवता यन्ति यथा मासा अहर्जरम् । एवं मां ब्रह्मचारिणः । धातरायन्तु सर्वतः स्वाहा । प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व ॥ ३ ॥ वितन्वाना शमा यन्तु ब्रह्मचारिणः स्वाहा । धातरायन्तु सर्वतः स्वाहैकं च ॥ इति चतुर्थोऽनुवाकः ॥

ततः । मे । श्रियम् । आवह । लोमशाम् । पशुभिः । सह। स्वाहा । आ । मा । यन्तु । ब्रह्मचारिणः । स्वाहा । वि । मा । यन्तु । ब्रह्मचारिणः । स्वाहा । प्र । मा । यन्तु । ब्रह्मचारिणः । स्वाहा । दमाः । यन्तु ब्रह्मचारिणः। स्वाहा । शमाः । यन्तु । ब्रह्मचारिणः। स्वाहा । यशः ऽजने। असानि । स्वाहा । श्रेयान् । वस्यसः । असानि। स्वाहा । तम् । त्वा । भग । प्रविशानि । स्वाहा। सः। मा भग। प्रविश। स्वाहा। तस्मिन् । सहस्रशाखे । नि । भग । अहम् । त्वयि । मृजे । स्वाहा । यथा। आपः । प्रवता । यन्ति । यथा । मासाः । अहर्जरम् । एवम् ।

**माम् । ब्रम्हचारिणः । धातः । आयन्तु । सर्वतः । स्वाहा । प्रतिवेशः। असि । प्र । मा । भाहि । प्र । मा । पद्यस्वः ॥**

**અર્થ:**—શિક્ષાને પ્રાપ્ત થવાની ઇચ્છા રાખવાવાળા પુરુષને ઉચિત છે કે આગળ કહેલી રીતે પરમેશ્વરની પ્રાર્થના તથા હોમ કર્યા કરે કે હે પરમેશ્વર ( **धातः** ) સર્વ ચરાચર જગતને ધારણ કરનાર આપ ( **ततः** ) પૂર્વોક્ત વસ્તુ મને આપ્યા પછી ( **लोमशाम्** ) રૂઆંટીવાળાં ઘેટાં બકરી ગાય વગેરે પશુ સહીત ( **श्रियाम्** ) શોભા અથવા લક્ષ્મી ( **मे** ) મને ( **आवह** ) આપો તથા ( **पशुभिः सह** ) અન્ય ઘોડા હાથી વગેરે પશુઓની સાથે ઉપર કહેલી લક્ષ્મી મને પ્રાપ્ત કરાવો (**मा**) મને (**दमाः**) દમનશીલ એટલે કે ઇંદ્રિયો તથા મનને વશ રાખવાવાળા (**ब्रह्मचारिणः**) બ્રહ્મચારી લોક ( **यन्तु** ) પ્રાપ્ત થાય જેની સંગતથી હમે પણ જિતેન્દ્રિય તેજસ્વી બ્રહ્મચારી બનીએ ( **शमाः** ) શાન્તિશીલ (**ब्रह्मचारिणः**) બ્રહ્મચારી લોક અમને ( **यन्तु** ) પ્રાપ્ત થાય જેના મેળાપથી અમે શાન્તિશીલ બનીએ (**मा**) મારી પાસે (**ब्रह्माचारिणः**) બ્રહ્મચારી લોક (**आ, यन्तु**) આવે (**मा**) મને ( **ब्रह्मचारिणः**) બ્રહ્મચારી લોક ( **वि, यन्तु** ) વિશેષ કરી પ્રાપ્ત થાવ (**मा**) મને (**ब्रह्मचारिणः**) બ્રહ્મચારી લોક ( **प्र यन्तु**) અચ્છી રીતે જાણે. જિતેન્દ્રિય લોક મને જિતેન્દ્રિય કરે તથા શાન્તિશીલ બ્રહ્મચારી લોક મને શાન્તિ આપે ॥ હું ( **यशोजने** ) કીર્તિવાળા મનુષ્યોની ગણનામાં ( **असानि** ) આવું અથવા સમજાઉં. હે સર્વ ધનના સ્વામી ( **वसस्य** ) અત્યંત ધનવાળા આપના સંબંધથી ( **श्रेयान्** ) અતિ પ્રશંસા યોગ્ય (**असानि**) હોઉં. ॥ હે ( **भग** ) સર્વ ઐશ્વર્યના અધ્યક્ષ (**तम्**) આગળ કહેલ વિદ્યાના ખજાના રૂપ (**त्वाम्**) આપના ધ્યાનથી આપના સ્વરૂપમાં ( ( **प्रविशानि** ) હું

પ્રવેશ કરૂં. હે ( भग ) શોભારૂપ પરમેશ્વર ( सः ) તે આપ ( मा ) મારામાં ( प्रविश ) પ્રવેશ કરો. અર્થાત્ મારા હૃદયમાં પ્રવિષ્ટ થયા હોય એમ પ્રકટ થાવ. ( सहस्रशाखे ) જગતની હજારો શાખા જેની અંદર છે ( तस्मिन् ) તેવા ( त्वयि ) આપમાં હે ( भग ) પરમેશ્વર ( अहम् ) હું ( निमृजे ) શુદ્ધ થાઉં અથવા મારા આત્માને શુદ્ધ રરૂં. લોકમાં ( यथा ) જેમ ( आपः ) પાણી ( प्रवता ) નીચા માર્ગની સાથે ( यन्ति ) ચાલે તથા ( यथा ) જેમ ( मासाः ) આશ્રાયણ વગેરે મહીના ( अहर्जरम् ) દિવસે દિવસે બદલે તથા પ્રાણીઓને ઘરડા કરે એવા અથવા જેમાં દિવસોનો લય થઇ જાય એવા સંવત્સરને ( यन्ति ) પ્રાપ્ત થાય છે. હે ( धातः ) સર્વ જગતને ધારણ કરવાવાળા પરમેશ્વર ( एवम् ) એ પ્રમાણે ( सर्वतः ) સર્વ દેશોમાંથી ( माम् ) મને ( ब्रह्मचारिणः ) બ્રહ્મચારી લોક ( आयन्तु ) આવી મળે. હે પરમેશ્વર ! આપ ( प्रतिवेश ) વિશ્રામ અથવા આરામનું ઠેકાણું ( असि ) છો; અર્થાત્ આપને પ્રાપ્ત થવાથી આરામ મળે છે આપ સર્વ દુઃખના નાશક છો તેથી ( मा ) મારા તરફ ( प्रभाहि ) આપના સ્વરૂપને પ્રકાશિત કરો અથવા ( मा ) મને ( प्रपद्यस्व ) પ્રાપ્ત હો.

**ભાવાર્થ:**—જોઇએ તેવા બ્રહ્મચર્ય આશ્રમમાં રહેલ પુરુષજ ખરેખરો મુખ્ય બ્રાહ્મણ છે. શાન્તિ તથા જીતેંદ્રિયપણાં વગેરે સાધનો વડે ઉત્તમ બુદ્ધિની પ્રાપ્તિ કરવી એ બ્રાહ્મણનું મુખ્ય વા પહેલું કર્તવ્ય છે. એવુંજ કરવાવાળો માણસ કલ્યાણ ભાગી થાય છે. બુદ્ધિ આયુષ્ય તથા પૈસાની ઇચ્છા રાખનાર પુરુષે અંતે સ્વાહાવાળા સર્વ મંત્રવડે અગ્નિમાં દરરોજ હોમ કરવો જોઇએ. ઉપરના મંત્રોમાં પરમાત્માની

જેવી પ્રાર્થના કરી છે તેનો વારંવાર અભ્યાસ કરવો જોઇએ, તથા બુદ્ધિ વગેરે મેળવવાને માટે માણસે પોતાની શક્તિ પ્રમાણે પુરુષાર્થ પણ કરવો જોઇએ. દરેક માણસે પેહેલાં બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાયુક્ત બુદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ ત્યાર પછી લક્ષ્મી મેળવવાને માટે યત્ન કરવો તથા લક્ષ્મી મેળવ્યાબાદ ગૃહાશ્રમ અર્થાત્ વિવાહ કરી સ્ત્રી સંબંધ કરવો ઉચિત છે.

भूर्भुवः स्वरिति वा एतास्तिस्रोव्याहृतयः ॥ तासामु ह स्मैतां चतुर्थीम्। माहाचमस्यः प्रवेदयते। मह इति। तद्ब्रह्म। स आत्मा। अङ्गान्यन्या देवताः। भूरिति वा अयं लोकः। भुव इत्यन्तरिक्षम् सुवरित्यसौ लोकः ॥ १ ॥ मह इत्यादित्यः। आदित्येन वाव सर्वे लोका महीयन्ते। भूरिति वा अग्निः। भुव इति वायुः। सुवरित्यादित्यः। मह इति चन्द्रमाः। चन्द्रमसा वाव सर्वाणि ज्योतींषि महीयन्ते। भूरिति ऋचः। भुव इति सामानि। सुवरिति यजूंषि ॥ २ ॥ मह इति ब्रह्म। ब्रह्मणा वाव सर्वे वेदा महीयन्ते। भूरिति वै प्राणः। भुव इत्यपानः। सुवरिति व्यानः। मह इत्यन्नम्। अन्नेनवाव सर्वे प्राणा महीयन्ते। ता वा एताश्चतस्रश्चतुर्धा। चतस्रश्चतस्रो व्याहृतयः। ता यो वेद। स वेद ब्रह्म।

**सर्वेऽस्मै देवा बलिमावहन्ति॥३॥ असौ लोको यजुꣳषि वेद द्वे च ॥**

## इति पञ्चमोऽनुवाकः ॥ ५ ॥

भूः । भुवः । स्वः । इति । वै । तिस्रः । व्याहृतयः । तासाम् । उ । ह स्म । एताम् । चतुर्थीम् । माहाचमस्यः । प्रवेदयते । महः । इति । तत् । ब्रह्म । सः । आत्मा । अङ्गानि । अन्याः । देवताः । भूः । इति । वै । अयम् । लोकः । भुवः । इति । अंतरिक्षम् । सुवः । इति । असौ । लोकः । महः । इति । आदित्यः । आदित्येन । वाव । सर्वे । लोकाः । महीयन्ते । भूः । इति । वै । अग्निः । भुवः । इति । वायुः । सुवः । इति । आदित्यः । महः । इति । चंद्रमाः । चंद्रमसा । वाव । सर्वाणि ज्योतींषि । महीयन्ते । भूः । इति । वै । ऋचः । भुवः । इति । सामानि । सुवः । इति । यजुꣳषि । महः । इति । ब्रह्म । ब्रह्मणा । वाव । सर्वे । वेदाः। महीयन्ते । भूः। इति । वै । प्राणः । भुवः । इति । अपानः । सुवः । इति । व्यानः । महः । इति । अन्नम् । अन्नेन । वाव । सर्वे । प्राणाः । महीयन्ते । ताः । वै । एताः । चतस्रः । चतुर्द्धा । चतस्रश्चतस्रः । व्याहृतयः । ताः । यः । वेद । सः । वेद । ब्रह्म । सर्वे । अस्मै । देवाः। बलिम् । आवहन्ति॥

**भावार्थः**—હવે વ્યાહૃતિઓની શિક્ષાનો પ્રારંભ કરીએ છીએ. (**भूः**) અનેક અર્થ જે દ્વારા પ્રકટ થતા જાય છે તે **भूः भुवः सुवः** વગેરે ત્રણ મહા વ્યાહૃતિ કહેવાય છે અર્થાત્ **भू** આદિ શબ્દ વાચક થઇ કરી પૃથિવ્યાદિ વાચ્ય અર્થો એમની અંદર હોવા થી એ શબ્દને વ્યાહૃતિ સંજ્ઞા અપાઇ છે. તેમાં (**उ, ह, स्म**) પૂર્વ કાળમાં થઇ ચુકેલો વૃતાન્ત જણાવવાને માટે એ ત્રણ નિપાત અથવા અવ્યય શબ્દ છે (**एताम् महःइति, चतुर्थीम्**) શ્રેષ્ઠ અથવા મહાન્ હોવાથી પ્રસિદ્ધ વ્યાહૃતિ પદવાચ્ય લોક વેદ વર્ણ તથા આશ્રમ વગેરેની ચોથી દશા કે હાલત (**माहाचमस्यः**) મહાચમસ નામના ઋષિનો પુત્ર મહાચમસ્ય પૂર્વે વીતી ગયલા સમયમાં (**प्रवेदयते**) ઘણી સારી રીતે જાણતા હતા **महः** એ વ્યાહૃતિને જાણવાથીજ માહાચમસ્ય એ ઋષિનું નામ પડયું હતું એ ખુલ્લુ માલુમ થાય છે. અથવા જે કોઇ ચોથી વ્યાહૃતિનો આશય બરોબર જાણે તે મહાચમસ થાય તથા એનાં સન્તાન એવાંજ થાય એ સંભવિત છે. એ પરથી એમ ન સમજવું કે કોઇ બીજું મહઃ પદ નહીં જાણતું હતું અર્થાત્ એમ નથી કહેવામાં આવ્યું કે એક વસ્તુનો એકજ જ્ઞાતા છે એ કોઇ નિયમ થઇ શકતો નથી પણ સઉથી પેહલાં **महः** પદનો સાક્ષાત અનુભવ માહાચમસ્ય નામના મહર્ષિને ભાસ્યો હતો એ જણાવવામાં આવ્યું છે. (**तत्**) એ મહઃ શબ્દનો વાચ્ય અર્થ (**ब्रह्म**) બ્રહ્મજ જાણવો જોઇએ (**सः आत्मा**) એ આત્મા નિરંતર વ્યાપ્ત છે તેથી સર્વના આધાર છે. (**अन्याः देवताः**) ધારણ અને આકર્ષણ રૂપ કાર્યોમાં સૂર્ય, વાયુ વગેરે બીજા દેવો (**अङ्गानि**) અવયવરૂપ ગૌણ પક્ષે કાર્ય સિદ્ધ કરવા વાળા છે. અર્થાત્ અગર જો સંસારનું ધારણ અને આકર્ષણ સૂર્ય, વાયુ વગેરેથી પણ થાય છે તોપણ એમાં સૂર્ય વગેરે ગૌણ છે, અને

સર્વનો મુખ્ય ધારક પરમેશ્વર છે. ( **भूः, वै, इति, अयम्, लोकः** ) ભૂ શબ્દનો અર્થ પૃથિવિ થાય છે. ( **भुवः इति, अन्तरिक्षम्** ) જે લોક વાયુનો આધાર છે તે લોક એવો ભુવઃ શબ્દનો અર્થ થાય છે. ( **सुवः इति असौ लोकः** ) સ્વઃ શબ્દનો અર્થ અન્તરિક્ષની ઉપરનો લોક; તે લોક સુખ આપવાવાળો છે તેથી સ્વઃ કહેવાય છે. ( **महः इति, आदित्यः** ) સૂર્ય સહુથી મોટો હોવાથી મહઃ શબ્દનો અર્થ સૂર્ય થાય છે. ( **आदित्येन, वाव** ) કારણ સૂર્યથીજ ( સર્વે ) સર્વ પૃથિવી વગેરે ( **लोकाः** ) લોકો ( **महीयन्ते** ) મહતાને પામી સુખી થાય છે. કારણ સૂર્યલોક આ પૃથિવીપર પ્રકાશ પહોંચાડી કાર્ય ચલાવવામાં મુખ્ય હેતુ તથા વરસાદ વરસાવી અન્ન વગેરે ઉત્પન્ન કરવાથી જીવન રાખવાવાળો છે. ( **भूः, इति, वै, अग्निः** ) ભૂઃ શબ્દનો અર્થ અગ્નિ પણ થાય છે કારણ કે ભૂમિપર અગ્નિ ઠરે છે આકાશમાં નહીં. આકાશમાં ઠરનારાં તેજને વીજળી કહીએ છીએ, તથા જે જડ પદાર્થ વિના રહી શકતું નથી અને જેમાં દઝાડવાનો ગુણ છે તેવાં તેજને આપણે અગ્નિ કહીએ છીએ. ( **भुवः, इति, वायुः** ) સૂર્ય અને પૃથિવીની વચમાંના અંતરિક્ષમાં વાયુ ચાલે છે એ કારણથી ભુવઃ શબ્દનો અર્થ વાયુ થાય છે. ( **सुवः, इति, आदित्यः** ) સૂર્ય અંતરિક્ષની ઉપર છે તેથી સ્વઃ શબ્દનો અર્થ આદિત્ય થાય છે. ( **महः इति चन्द्रमाः** ) મહઃ શબ્દનો ખુલ્લો અર્થજ ચંદ્રમા છે. ( **चन्द्रमसा, वाव सर्वाणि ज्योतींषि** ) ચન્દ્રમાંથીજ સર્વ નક્ષત્ર પ્રકાશ પામેછે અને (**महीयन्ते**) મોટાં મોટાં અને સ્પષ્ટ દેખાય છે, અર્થાત રાતે ચંદ્રમાના પ્રકાશવડે નક્ષત્ર પ્રકાશિત થાય છે અને દહાડે તો સૂર્યના પ્રકાશ આગળ સર્વનું તેજ ઢંકાઈ જાય છે. ( **भूः, इति, वै, ऋचः** ) ભૂઃ શબ્દનો અર્થ ઋગ્વેદ થાય છે. ( **भुवः, इति, सामानि** ) ભુવઃ શબ્દનો અર્થ સામ

વેદ થાય છે. ( **सुवः इति यजूंषि** ) સ્વઃ શબ્દનો અર્થ યજુર્વેદ થાય છે એ પરથી એવી પણ વાત નીકળે છે કે ઋગ્વેદમાં પૃથિવી, અગ્નિ, તથા પ્રાણની વિદ્યાનું વિશેષ વર્ણન છે. તથા એજ કારણે ઋગ્વેદનો પ્રારંભ અગ્નિના વર્ણનથી થયો માલુમ પડે છે, જે ઋગ્વેદનો પેહેલોજ મંત્ર " **अग्निमीले पुरोहितम्** " ૦ થી શરૂ થાય છે. યજુર્વેદમાં અંતરિક્ષ વાયુ તથા અપાનની વિદ્યાનું વિશેષ વર્ણન છે એજ કારણથી યજુર્વેદનો આરંભ " **इषे त्वोर्जेत्वा वायवस्थ** " એ મંત્રવડે વાયુ પરક છે. સામવેદમાં સ્વર્ગ, સૂર્ય, તથા અપાન વાયુની વિદ્યાનું અધિક વર્ણન છે. એજ કારણે સામવેદનો પ્રારંભ "**अग्नय आयाहि वीतये**" એવા મંત્રવડે સૂર્યાગ્નીપરક છે. અહીઆં અગ્નિ શબ્દથી સૂર્યાગ્નિનું ગ્રહણ થાય છે. ( **महः, इति, ब्रह्म** ) એજ પ્રકારે મહઃ શબ્દનો વાચ્યાર્થ અથર્વવેદ થાય છે, કારણ કે ( **ब्रह्मणा** ) અથર્વવેદથીજ ( **वाव, सर्वे वेदाः** ) સર્વ વેદનું ( **महीयंते** ) મહત્વ સિદ્ધ થાય છે. જેમ ચોથી શુદ્રવર્ણથી ચાકરી વગેરે વડે બ્રાહ્મણ વગેરે બીજી જાતો પુષ્ટ થાય છે તથા વૃદ્ધિંગત થાય છે તથા જેમ ચોથા સંન્યાસથી સર્વનો પ્રત્યક્ષ અનુભવ થાય છે તેથી બ્રહ્મચર્ય વગેરે આશ્રમોના ખરેખરા હેતુ પ્રકાશ પામે છે, અને ઉત્તરોત્તર તેમની વૃદ્ધિ થાય છે; તેજ પ્રમાણે અથર્વવેદની બરોબર પાકી ચોથી અવસ્થાએ કરી પૂર્વની ઋગ્વેદાદિ અવસ્થાઓનું મહત્વ સિદ્ધ થાય છે. ( **भूः, इति, वै प्राणः** ) ભૂઃ શબ્દનો અર્થ પ્રાણ નામનો વાયુ પણ થાય છે, કારણ કે આંખ તથા કાનની શક્તિ જેવી જોઇએ તેવી રાખવાવાળો વાયુ પ્રાણ કહેવાય છે. ( **भुवः, इति, अपानः** ) ભુવઃ શબ્દનો અર્થ અપાન વાયુ થાય છે ( **महः इति, अन्नम्** ) મહઃ શબ્દનો અર્થ અન્ન થાય છે, જેમાં ઓષધિનાં ફળો તથા ખાવાલાયક પદાર્થનો સમાવેશ થાય છે.

( **अन्नेन, वाव, सर्वे, प्राणा; महीयन्ते** ) અન્ન ખાવાથી પ્રાણુની રક્ષા તથા શરીર બળવાન થાય છે. (**ताः,वै**) તે (**एताः**) એ (**चतस्रः**) ચાર ( **व्याहृतयः** ) વ્યાહૃતિ ( **चतुर्धा** ) ચાર પ્રકારની છે. ( **चतस्रः, चतस्रः** ) એક એક ચાર ચાર પ્રકારની હોવાથી એ વ્યાહૃતિઓ સોળ પ્રકારની છે. ( **यः** ) જે પુરુષ ( **ताः,** ) એ વ્યાહૃતિયો ( **वेद** ) જાણે છે ( **सः** ) તે એ ઠીક ઠીક સાધનો પ્રાપ્ત કરી (**ब्रह्म**) બ્રહ્મને ( **वेद** ) જાણે છે. ( **अस्मै** ) એવા જ્ઞાની પુરુષને માટે ( **सर्वे देवाः** ) સર્વ વિદ્વાન લોક તેને પૂજ્ય ગણી ( **बलिम्** ) ઉપહાર એટલે ભેટ ( **आवहन्ति** ) પહોંચાડે છે. ( **असौ, लोकः** ) ઇત્યાદિ પદ અગાઉની માફક અનુવાકમાંના ખંડોનો ભેદ જણાવવાને માટે જાણવો જોઇએ.

**ભાવાર્થ**:—આ પાચમા અનુવાકમાં વ્યાહૃતિનિ વ્યાખ્યા છે. અગર જો વ્યાહૃતિયો સાત છે તો પણ સાત એ સંખ્યાના કરતાં ચાર સંખ્યા મુખ્ય છે, એવું માની શિક્ષાધ્યાયમાં ચારનાં વ્યાખ્યાન છે. જેવા કે ચાર વેદ, ચાર ઉપવેદ, ચાર વર્ણ, ચાર આશ્રમ, ચાર યુગ, ચાર દિશા. ચાર ઉપદિશા, ચાર અવસ્થા, મનુષ્યના ચાર ભેદ તથા એકેક ના પણ ચારજ ભાગ મુખ્યત્વે કરીને થાય છે. એટલા માટે ચોથા ભાગનું નામ પાદ છે; ઈત્યાદિ પ્રકારે એ ચાર સંખ્યાની આગળ કહી તેમ પ્રધાનતા છે. અહીં પણ એ ચાર વ્યાહૃતિયોમાંથી એક એકના ચાર ચાર પૃથિવી વગેરે પદથી જે અર્થ થાય છે તે તે અર્થવાળી વસ્તુઓની સાથે સંબંધ દેખાડવામાં આવ્યો છે. એવું હોવાથી વ્યાહૃતિયોનાં સોળ પ્રકારનાં વ્યાખ્યાન થઇ જાય છે. પૃથિવિ, અગ્નિ, ઋક્, પ્રાણ એ ચારની સાથે ભૂ નો, અંતરિક્ષ, વાયુ, યજુઃ અપાન

એ ચારની સાથે, ભુવઃનો સંબંધ છે. અસૌ, આદિત્ય, સામ અને વ્યાન એ ચારની સાથે સુવઃનો સંબંધ છે; આદિત્ય, ચંદ્રમા, બ્રહ્મ, અને અન્ન એ ચારની સાથે મહઃ એ ચોથી વ્યાહૃતિનો સંબંધ છે. અહીં પૃથિવી તથા અગ્નિ વગેરેના સંયોગથી વ્યાખ્યાન થવાથી મનુષ્યના કલ્યાણનો હેતુ જે ઘણા પ્રકારની વિદ્યા છે તેનો પ્રકાશ થઈ શકે છે. જેમ સર્વ ઠેકાણે ચારમાં એકની પ્રધાનતા થાય છે અને બાકીના ત્રણ ગૌણ થાય છે તેજ પ્રમાણે અહીંઆં પણ મહઃ વ્યાહૃતિની પ્રધાનતા છે અને એવોજ અર્થ આગળ બતાવી ગયા છીયે. મનુષ્યને શિક્ષા લેતી વેળા વ્યાહૃતિયોનો અર્થ સારી પેઠે જાણવો જોઇએ. ભૂઃ શબ્દનો અર્થ સર્વ જગત છે એના ઠીક ઠીક જ્ઞાનથી જ્ઞાનને અનુકુળ સારૂં સુખ મેળવવાનો હેતુરૂપી ઉપયોગ કરવાનું બની શકે છે; એટલા માટે અહીંઆં વ્યાહૃતિયોનું ઠીક ઠીક અર્થ જ્ઞાન કરવું જોઇએ.

स य एषोन्तर्हृदय आकाशः । तस्मिन्नयं पुरुषो मनोमयः । अमृतो हिरण्मयः । अन्तरेण तालुके । य एष स्तन इवावलम्बते । सेन्द्रयोनिः। यत्रासौ केशान्तो विवर्त्तते । व्यपोह्य शीर्षे कपाले । भूरित्यग्नौ प्रतितिष्ठति । भूव इति वायौ ॥ १ ॥ सुवरित्यादित्ये । मह इति ब्रह्मणि । आप्नोति स्वाराज्यम् । आप्नोति मनसस्पतिम् । वाक्पतिश्चक्षुष्पतिः । श्रोत्रपतिर्विज्ञानपतिः । एतत्ततो भवति । आकाश शरीरं ब्रह्म । सत्यात्मप्राणा-

रामं मन आनन्दम्। शान्तिसमृद्धममृतम्। इति प्राचीन योग्योपास्व ॥ २ ॥ वायावमृतमेकंच।

इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

सः। यः। एषः। अंतर्हृदये। आकाशः। तस्मिन्। अयम्। पुरुषः। मनःऽमयः। अमृतः। हिरण्यमयः। अन्तरेण। तालुके। यः। एषः। स्तन इव। अवलम्बते। सा। इन्द्रयोनिः। यत्र। ... ौ। केशान्तः। विवर्त्तते ॥ व्यपोह्य। शीर्षकपाले। भूः। इति। अग्नौ। प्रातितिष्ठति। भुवः। इति। वायौ। सुवः। इति। आदित्ये। महः। इति। ब्रह्मणि। आप्नोति। स्वाराज्यम्। आप्नोति। मनसस्पतिम्। वाक्पतिः। चक्षष्पतिः। श्रोत्रपतिः। विज्ञानपतिः। एतत्। ततः। भवति। आकाशशरीरम्। ब्रह्म। सत्यात्म। प्राणरामम्। मनः आनन्दम्। शान्तिसमृद्धम्। अमृतम्। इति। प्राचीनयोग्य। उपास्व ॥ ६ ॥

**ભાવાર્થ:**–હવે શિક્ષા પ્રકરણમાં આ છઠા અનુવાકે કરી ઉપાસના કેવી રીતે કરવી તે કહેવામાં આવે છે. (**अन्तर्हृदये**) કમળના જેવું નીચે મુખવાળું જે હૃદય માંસના પિંડનું બનેલું છે તેની અંદર (**यः**) જે (**आकाशः**) આકાશ છે (**तस्मिन्**) તેમાં (**सः**) તે (**अयम्**) આગળ કહ્યા પ્રમાણે શરીરનો સ્વામી છે. (**मनोमयः**) વિજ્ઞાન સ્વરૂપ (**पुरुषः**) શરીરની અંદર રેહેવાવાળો **हिरण्यमयः** પ્રકાશરૂપ છે

એના સ્વરૂપમાં અન્ધકારનું લેશ પણ નથી; ( **अमृतः**) શરીરની સાથે વિનાશ પણ જેનો થતો નથી એવો જીવાત્મા છે એને આળેખવા માટે ( **अन्तरेण तालुके** ) હૃદયની ઉપરના પ્રદેશમાં ઉપર અને નીચેના બંને તાલુ ભાગની વચમાં ( **यः एषः** ) જે કાક નામે માંસનો પિંડ કંઠે ( **स्तन इव** ) થાનની માફક ( **अवलंबते** ) લટકયા કરે છે; ( એ માર્ગે સુષુમ્ણા નામની નાડી ઉપરના ભાગમાં નીકળી જાય છે જેનઃ હૃદયની એકસો એક નાડી છે એમાંની એક મૂર્ધા મસ્તકમાં ગઇ છે મુકિત પામવાવાળો જીવ એજ નાડીને રસ્તે શરીરમાંથી બહાર નીકળી જાય છે. એ સિવાય બીજી નાડીઓને રસ્તે નીકળવાવાળો મુકત થતો નથી; ઇત્યાદિ પ્રકારે "કઠ"માં તથા એક સુષુમ્ણા નાડી સાથે ઉદાન નામનો પ્રાણવાયુ રહે છે; તેજ પુણ્યાત્માને ઉત્તમ સ્થાનમાં તથા પાપીને અધમ સ્થાનમાં પહોંચાડે છે; ઈત્યાદિ પ્રકારનું વ્યાખ્યાન પ્રશ્નોપનિષદ્માં કરવામાં આવ્યું છે.) તથા ( **यत्र** ) જે માથાંની ખોપરીમાં ( **केशान्तः** ) કેશની જડ ( **विवर्त्तते** ) વિશેષ કરી રહેલી છે અથવા વિભાગપૂર્વક વિદ્યમાન છે, અર્થાત્ જ્યાંથી કેશ નીકળે છે તે સ્થાનનું ( **व्यपोह्य** ) છેદન કરીને, મતલબ એમાં થઇ ( **शीर्षकपाले**) માથાંની ખોપરીમાં જે નાડી જઇ નીકળી છે ( **सा** ) તે (**इन्द्रयोनिः**) મોક્ષનાં સાધનરૂપી સંપત્તિવાળા જીવન્મુકત જીવાત્માનો ( **योनिः** ) માર્ગ છે, અર્થાત્ મરણ સમયે જ્ઞાની પુરૂષનો જીવાત્મા એ નાડીદ્વારા શરીરની બહાર નીકળે છે, તથા શરીરમાંથી નીકળી મુકિત દશામાં ( **भूः, इति, अग्नौ** ) ભૂઃ શબ્દથી સમજાતાં અગ્નિ તથા પૃથિવી પરનાં ( **प्रतितिष्ठति** ) મુકત આત્માઓમાં પ્રતિષ્ઠા પામે છે; (**भुवः इति वायौ**) ભુવઃ શબ્દથી સમજાતાં. વાયુ તથા અંતરિક્ષમાં ભ્રમણ કરે છે; ( **सुवः, इति, आदित्ये** ) તથા સુવઃ શબ્દથી સમજાતા સૂ-

યોદિમાં મરજીપ્રમાણે ભ્રમણ કરેછે અને મુક્તિદશામાં ( स्वाराज्यः ) બાહ્ય સુખનાં સાધનોની અપેક્ષા ન રાખતાં પોતાનાં મુખ્ય સ્વભાવ અથવા તેજને ( आप्नोति ) પ્રાપ્ત થાય છે અર્થાત સૂર્ય ઓર ચક્ષુ વગેરેના પ્રકાશની અપેક્ષાનો ત્યાગ કરી પોતેજ પ્રકાશિત રહે છે, ( मनसस्पतिम् ) મનને કાબુમાં રાખનાર સ્વામિ થાય એટલે કે મનનાપર સ્વામિત્વ ( आप्नोति ) પ્રાપ્ત કરે છે. તે જીવાત્મા પોતાના શરીરમાંથી નીકળ્યા પેહેલાંજ ( वाक्पतिः, चक्षुष्पतिः, श्रोत्रपतिः, विज्ञानपतिः ) વાણી, નેત્ર, કાન તથા મનને વશ રાખવાવાળો થાય છે. એવા જિતેંદ્રિય શિષ્યને ગુરૂઉપદેશ કરે કે ( ततः ) જિતેંદ્રિય થયા પછી ( एतत् ) એ ( भवति ) આગળ કહેલ ઉપદેશમાંના વાકયોનો સારાંશ સિદ્ધ થવાનો સંભવ છે. હે ( प्राचीनयोग्य ) પ્રાચીન્–સનાતન બ્રહ્મને પ્રાપ્ત થવા યોગ્ય શિષ્ય! તુ ( आकाशशरीरम् ) આકાશના જેવા શૂન્ય સ્વરૂપવાળા નિરાકાર ( सत्यात्म ) સત્ય સ્વરૂપ ( प्राणारामम् ) અચ્છે પ્રકારે પ્રાણોને શરીરમાં રમાડવાવાળા ( मनआनन्दम् ) મનને અચ્છી રીતે આનંદ આપવાવાળા ( शान्तिसमृद्धम् ) શાંતિયુકત ( अमृतम् ) અવિનાશી ( ब्रह्म ) પરબ્રહ્મની ( उपास्व ) ઉપાસના કર. આ છઠા અનુવાકમાં ( वायो ) લગી પહેલો તથા ( अमृतम् ) પદ લગી બીજો અનુવાક પુરો થાય છે. આગળ એક વાકય બાકી રહે છે.

**ભાવાર્થઃ**—શિષ્યે શિક્ષા લેતી વખતે પરમેશ્વરની ઉપાસના સંબંધી શિક્ષાનો પણ સ્વીકાર કરવો જોઇએ, કે જેની કૃપાએ સંસાર પરમાર્થ બંન્ને કાર્યો સિદ્ધ થાય એમાં પહેલાં પોતાના મન તથા ઇંદ્રિયોને સારી રીતે વશ કરી જીવાત્માએ પોતાના સ્વરૂપને જાણવું જોઇએ.

ત્યારબાદ સત્ય સનાતન નિરાકાર બ્રહ્મની ઉપાસના કરે. એ પ્રકારે આ છઠ્ઠા અનુવાકમાં જીવ તથા બ્રહ્મ એ બંને પદાર્થોના સ્વરૂપના જ્ઞાનની શિક્ષા પ્રાપ્ત કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

**पृथिव्यन्तरिक्षं द्यौर्दिशोऽवान्तरदिशः । अग्निर्वायुरादि त्यश्चन्द्रमा नक्षत्राणि । आप ओषधयो वनस्पतय आकाश आत्मा । इत्यधिभूतम् । अथाध्यात्मम् । प्राणो व्यानोऽपान उदानः समानः । चक्षुःश्रोत्रम् मनोवाक् त्वक् । चर्म मांसं स्नावास्थिमज्जा । एतदधिविधाय ऋषिरवोचत् । पाङ्क्तं वा इदꣳसर्वम् । पाङ्क्तेनैव पाङ्क्तꣳस्पृणोतीति ॥ सर्वमेकं च ॥ इतिसप्तमोऽनुवाकः ॥**

पृथिवी । अन्तारिक्षम् । द्यौः । दिशः । अवान्तरदिशः । अग्निः । वायुः । आदित्यः । चन्द्रमाः । नक्षत्राणि । आपः । ओषधयः । वनस्पतयः । आकाशः । आत्मा । इति । अधिभूतम् । अथ । अध्यात्मम् । प्राणः । व्यानः । अपानः । उदानः । समानः । चक्षुः । श्रोत्रम् । मनः वाक् । त्वक् । चर्म । मांसम् । स्नावा । अस्थि । मज्जा । एतत् । अधिविधाय । एव । ऋषिः । अवोचत् । पाङ्क्तम् । वै । इदम् । सर्वम् । पाङ्क्तेन । पाङ्क्तम् । स्पृणोति इति ॥ ७ ॥

**भावार्थः**—( पृथिवी ) ભૂમિ ( अन्तारिक्षम् ) વાયુ ચન્દ્રમા તથા નક્ષત્ર વગેરેને ફરવાનો અવકાશ અંતરિક્ષ કહેવાય છે;

**(द्यौः)** ચન્દ્રમાવગરેની ઉપર રહેવાવાળો સૂર્ય તથા સૂર્યની કક્ષામાંનો પ્રદેશ ( **दिशः** ) પૂર્વ પશ્ચિમ વગેરે દિશાઓ તથા ( **अवान्तरदिशः** ) અગ્નિ નૈઋત્ય વગરે ખુણાઓની દિશા એ પાંચ જાતના લોક છે. એને લોક પંચક પણ કહેવામાં આવે છે કારણ એજ પાંચ પ્રકારમાં બ્રહ્માંડભરના સર્વ લોકનો સમાવેશ થઈ જાય છે. અર્થાત્ બ્રહ્માંડમા પાંચજ ભાગ મુખ્ય છે. ( **अग्निः** ) પૃથિવી પર રહેવાવાળો ભૌતિક અગ્નિ અથવા દીપાદિ જ્યોતિ ( **वायुः** ) જ્યોતિયોના ઉત્તેજક અર્થાત્ તેજ વધારનાર હોવાથી વાયુ પણ એક પ્રકારની જ્યોતિ છે. ( **आदित्यः** ) સૂર્ય ( **चंद्रमाः नक्षत्राणि** ) ચંદ્રમા ઓર નક્ષત્ર એ પાંચ પ્રકારની જ્યોતિ છે. એને જ્યોતિપંચક કહેવામાં આવે છે વિજળી વગેરેનો પ્રકાશ પણ એ જ્યોતિયોમાં અન્તર્ગત આવી જાય છે. ઓર બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખેલ ત્રેત્રીશ દેવતા પણ યથા સંભવ એજ જ્યોતિયોની અંદર આવી જાય છે. જેવા કે અગ્યાર રુદ્ર વાયુની અંદર તથા બાર આદિત્ય સૂર્યની અંદરં આવી જાય છે, ઇત્યાદિ. ( **आपः** ) જલ ( **ओषधयः** ) જે ઘાસ તથા જવ આદિ અન્નના છોડ ફળ પાકતી વખતે સુકાઇ જાય તેને ઓષધિ કહેવામાં આવે છે. ( **वनस्पतयः** ) ફુલવગરજ જેના પર ફળ લાગે છે એવા પીપળા વગેરે વનસ્પતિ ( **आकाशः** ) આકાશ ( **आत्मा** ) મનુષ્યાદિ પ્રાણિયોનાં શરીર—એને ભૂતપંચક કહે છે. અગરજો ભૂત શબ્દનો મુખ્યત્વે કરી પ્રાણિયો એવો અર્થ લેવાય છે. આમાં આત્મ શબ્દનો અર્થ ચેતન શરીર એવો લેવાય છે, અને પાણી વગેરે એનાં સાક્ષાત્ કારણ છે. એ કારણથી એ પાંચે ભૂત કહેવાય છે. આકાશ માર્ગે જળની વૃષ્ટિ થવાથી પૃથિવીમાં ઓષધિ તથા વનસ્પતિ ઉત્પન્ન થાય છે. એ પ્રકારે પાંચ ભૂતનો પરસ્પર સંબંધ છે. ( **इति, अधिभूतम्** ) એ

ત્રીજા પંચકનું વ્યખ્યાન પંચભૂતમાં કરવામાં આવ્યું છે. એની આગળના બે પંચક અધિલોક તથા અધિદેવ નામના છે. **(अथ, अध्यात्मम्)** હવે આગળ આત્મા નામે ભૌતિક શરીરની અંદર નીચે લખ્યાપ્રમાણે વ્યાખ્યાન સમજવું જોઇએ. **( प्राणः )** મોં અને નાકવાટે નીકળે તે વાયુ **( व्यानः )** આખા શરીરમાં લોહિને ચલાવે તે વાયુ **( अपानः )** વિષ્ટા અને મુત્રને નીચે નાખનારો વાયુ **( उदानः )** ગળામાં રહેવાવાળો વાયુ **( समानः )** અન્ન પચાવવામાં ઉપયોગી વાયુ—એને વાયુ પંચક કહેવામા આવે છે. **( चक्षुः, श्रोत्रम्, मनः, वाक्, त्वक् )**, આંખ, કાન, મન, વાણી તથા ચામડી એને ઇંદ્રિય પંચક કહેવામાં આવે છે. વાણી કહેવાથી સ્વાદની ઇંદ્રિયનો પણ બોધ થઇ જાય છે, અથવા વાક શબ્દને કર્મેંદ્રિયોનાં ઉપલક્ષણાર્થ પણ માનવો ઠીક છે. કારણ કે કર્મેંદ્રિયોમાં વાણી મુખ્ય છે; તેમજ ત્વચા કહેવાથી, નાકનું પણ ગ્રહણ થઇ શકે છે, કેમકે નાસિકાની ચામડી પર સ્પર્શ થવાથી ગંધનું ગ્રહણ થાય છે. **( चर्म, मांसम्, स्नावा, अस्थि, मज्जा )** ચામડી, માંસ, નસો, હાડકાં તથા ચરબી એ ધાતુ પંચક છે. એ પાંચ મુખ્યત્વે કરીને સ્થૂલ શરીરના અવયવ છે. **( एतत्, अधिविधाय )** એ પૃથિવી વગેરે પંચકોની યોજના કરીને **( ऋषि )**, ગ્રંથકર્તા ઋષિએ **( अवोचत् )** કહ્યું કે **( इदम्, वै, सर्वम्, पाङ्क्तम् )** એ પૂર્વોક્ત સર્વ પૃથિવ્યાદિ પાંચ પાંચ સંખ્યાવાળાં છે. તેથી પાંકત કહેવામાં આવે છે. કારણ કે પંચ શબ્દથીજ પંક્તિ તથા પાંકત શબ્દ બને છે **(पाङ्क्तेन एव )** પાંચ પાંચ સંખ્યા વાળાં પૃથિવી વગેરે પંચકથીજ **( पाङ्क्तम् )** પ્રાણાદિ પંચકને માણસો **( स्पृणोति )** તૃપ્ત કરે છે, **( इति )** આ પ્રકારે પાંચ પાંચનો પરસ્પર ઉપયોગ જાણવો જોઇએ.

**ભાવાર્થ:** શિક્ષા પ્રકરણમાં પૃથિવ્યાદિ પંચક આધિભૌતિક તથા આધિદૈવિક સંબંધમાં જાણવા જોઈએ તથા પ્રાણાદિ ત્રણ પંચક અધ્યાત્મ સંબંધી છે. એ ૭ પંચકોના કયા કયા અંશમાં મેળ તથા વિરોધ છે એવું જાણી કાર્યનો આરંભ કરવા વાળો પુરુષ ત્રણ પ્રકારનાં દુ:ખથી મુકત થઇ સર્વોત્તમ સર્વવિધ સુખનો ભાગી થાય છે ૭

**ओमिति ब्रह्म । ओमितीदꣳसर्वं । ओमित्येतदनुकृति ह स्म वा अप्योश्रावयेत्याश्रावयन्ति । ओमिति सामानि गायन्ति । ओꣳशोमिति शस्त्राणि शंसन्ति । ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति । ओमिति ब्रह्मा प्रस्तौति । ओमित्यग्निहोत्रमनुजानाति । ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह । ब्रह्मोपाप्नवानीति । ब्रह्मैवोपाप्नोति ॥ ॥ ८ ॥ ओंदश ॥**

**इत्यष्टमोऽनुवाकः ॥**

ओम् । इति । ब्रह्म । ओम् । इति । इदम् । सर्वम् । ओम् । इति । एतत् । अनुकृति । ह । स्म । वै । अपि । ओश्रावय । इति । आश्रावयन्ति । ओम् । इति । सामानि । गायन्ति । ओम् । शोम् । इति । शस्त्राणि शंसन्ति । ओम् । इति । अध्वर्युः । प्रतिगरं । गृणाति । ओम् । इति । ब्रह्मा । प्रस्तौति । ओम् । इति । अग्निहोत्रम् । अनुजानाति । ओम् । इति । ब्राह्मणः । प्रवक्ष्यन् । आह । ब्रह्म । उपाप्नवानि । इति । ब्रह्म । एव । उपाप्नोति ॥

**ભાષાર્થ**:—( **ओम्, इति,**) અહીઆં ઇતિ શબ્દ ઓમ્–એ શબ્દનું સ્વરૂપ બતાવવાને માટે છે. વાચક ઓમ–શબ્દ ( **ब्रह्म** ) એક બીજાના ઉપર અધ્યારોપ હોવાથી બ્રહ્મ છે. ( **ओम्, इति, इदम्, सर्वम्** ) વાચ્યવાચકરૂપ બ્રહ્મથી સર્વ જગત વ્યાપ્ય છે. અહીંથી આગળ ઓમ્ કહેવાથી વાચ્ય વાચક બંનેનું ગ્રહણ સમજવું જોઇએ; તથા ( **ह, स्म, वै,** ) એ સિદ્ધ છે કે (**ओम्, इति, एतत्** ) ઓમ્–એ વાચ્ય વાચક રૂપ બ્રહ્મનું ( **अनुकृति** ) અનુકરણ છે ( **ओ, श्रावय, इति** ) જો કોઈ કહે કે તમે બ્રહ્મનો ઉપદેશ સંભળાવો તો ઓમ્ એવું ઉચ્ચારણ કરીનેજ ( **आश्रावयन्ति** ) ઉત્તમ પ્રકારે સંભળાવે છે. (**ओम्, इति**) ઓમ્થી વાચ્ય બ્રહ્મની પ્રસન્નતાને માટે ગાવા વાળા લોક ( **सामानि** ) સામવેદનાં મંત્રો ( **गायन्ति** ) ગાય છે તથા ( **ओम्, शोम्, इति** ) એવું ઉચ્ચારણ કરીને ગાન રહિત સાધારણ પ્રકારે મંત્રોમાંના વાંકયો ( **शंसन्ति** ) કહે છે. શોમ્–એ શબ્દમાં "શમ્" બતાવવાને માટે કેવળ શકારને ઓમ્ની સાથે મેળવી દેવામાં આવ્યો છે, કે જેથી "શન્નોમિત્ર" એ વગેરે મંત્રોનો પાઠ શરૂઆતમાં કર્યા પછી યથેષ્ટ મંત્રોનો પાઠ કરવો જોઇએ એ સિદ્ધ થાય છે ( **अध्वर्युः** ) યજમાન હોતાએ યજ્ઞ પ્રસંગે બોલેલાં વાકયનો ( **प्रतिगरः** ) પ્રત્યુત્તર ( **ओम्, इति** ) "ઓમ્" એવું ( **प्रतगृणाति** ) સામા પાછો બોલે છે ( **ब्रह्मा** ) ચારો વેદને જે જાણુવાવાળો યજ્ઞકર્મમાં નિયત કરવામાં આવ્યો હોય તે આચાર્ય ( **ओम्, इति** ) ઓમ્ એવું ઉચ્ચારણ કરીનેજ (**प्रस्तौति**) પરમાત્માની સ્તુતિ કરવાનો પ્રારંભ કરે છે. ( **ओम्, इति** ) ઓમ્ એવું સ્વીકારાર્થ ઉચ્ચારણ કરીને ( **अग्निहोत्रम्** ) પ્રતિદિન હોમ્ કરવાની ( **अनुजानाति** ) પ્રતિજ્ઞા અથવા અંગીકાર કરે છે. (**प्रवक्ष्यन**)

પાઠનનો આરંભ કરવા પહેલાં ગુરુ (**ब्राह्मणः**) વેદજ્ઞ બ્રાહ્મ (**ब्रह्म**) પરમેશ્વર વા વેદની (**उपाप्नवानि**) સામીપ્યતા હું પ્રાપ્ત કરૂં (**इति**) એવો નિશ્ચય મનમાં દઢ કરી (**ओम्, इति आह**) ઓમ્ એમ બોલવાથી પરમેશ્વરનું ધ્યાન કરીને કાર્યનો આરંભ કરે છે. તે ધ્યાન ધરતી સમયે ધ્યાન ધર્તાનું મન શબ્દરૂપ અથવા જ્ઞાન સ્વરૂપ બ્રહ્મને અવશ્ય પ્રાપ્ત થાય છે (**ओम्, दश**) આ અનુવાકમાં દશ ઓંકાર કહ્યા છે.

**ભાવાર્થઃ**—જગતમાં મનુષ્ય જે જે શુભ કર્મોનો આરંભ કરે છે તે તે સર્વ કર્મો પરમેશ્વરનું ઓમ્ નામથી ઉચ્ચારણ કરી તથા ઓમ્‌ના વાચ્ય બ્રહ્મનું ધ્યાન ધરીને આરંભવાં જોઈએ. તેમાં મુખ્ય હોવાથી સામગાન ઉપલક્ષણને માટે છે. તથા મુખ્ય કરીને દશજ સુધી સંખ્યા છે એ કારણથી આ અનુવાકમાં દશ ઓંકારનું વર્ણન કર્યું છે. કેટલાક ઠેકાણે ચાલુ કાળમાં થતી ક્રિયાઓથી પણ શાસ્ત્રોમાં વિધિ-આજ્ઞા વાકય મળે છે તેનેજ અનુસરતું અહીઆં પણ "ઓમ્"નું ઉચ્ચારણ પહેલાં કરીને સામવેદમાંથી ગાન કરે છે. ઇત્યાદિને વિધિ વાકય માનવું જોઇએ કે ઓમ્‌નું ઉચ્ચારણ કરીને સામવેદનું ગાન કરે. ઓમ્—એ પરમેશ્વરનું મુખ્ય નામ છે. એ કારણથી એ નામ દ્વારા મનુષ્યોએ ઈશ્વરની ઉપાસના કરવી જોઈએ. એ પ્રકારે આ અનુવાકમાં બે વાતોનું મુખ્ય કરીને વર્ણન છે. એક તો ઓમ્ શબ્દ દ્વારા પરમેશ્વરની ઉપાસના કરવી તથા બીજી ભણવા વિગેરેનાં શુભ કર્મોના આરંભમાં ઓમ્ શબ્દનું ઉચ્ચારણ તથા એના વાચ્ય બ્રહ્મનું ધ્યાન કરવું ઉચિત છે. આચાર્યે શિષ્યને એવી શિક્ષા કરવી ॥ ૮ ॥

ऋतञ्च स्वाध्यायप्रवचने च। सत्यञ्च स्वाध्यायप्रवचने च। तपश्च स्वाध्यायप्रवचने च। दमश्च स्वाध्यायप्रवचने च। शमश्च स्वाध्यायप्रवचनेच। अग्नयश्च स्वाध्यायप्रवचने च। अग्निहोत्रञ्च स्वाध्यायप्रवचने च। अतिथयश्च स्वाध्यायप्रवचने च। मानुषञ्च स्वाध्यायप्रवचने च। प्रजा च स्वाध्यायप्रवचने च। प्रजनश्च स्वाध्यायप्रवचने च। प्रजातिश्च स्वाध्यायप्रवचने च। सत्यमिति सत्यवचा राथीतरः। तप इति तपोनित्यः पौरुशिष्टिः। स्वाध्यायप्रवचन एवेति नाको मौद्गल्यः। तद्धितपस्तद्धि तपः ॥ १ ॥ प्रजा च स्वाध्यायप्रवचने च षट् च ॥ इति नवमोऽनुवाकः ॥ ९ ॥

ऋतम् । च । स्वाध्यायप्रवचने । च । सत्यम् । च । स्वाध्यायप्रवचने । च । तपः। च । स्वाध्याय प्रवचने । च । दमः। च । स्वाध्यायप्रवचने । च । शमः । च । स्वाध्यायप्रवचने । च । अग्नयः । च । स्वाध्यायप्रवचने । च । अग्निहोत्रम् । च । स्वाध्याय प्रवचने । च । अतिथयः । च । स्वाध्यायप्रवचने । च । मानुषम् । प्रजनः । च । स्वाध्यायप्रवचने । च । प्रजा । च । स्वाध्यायप्रवचने । च । प्रजनः । च । स्वाध्यायप्रवचने । च प्रजातिः ।

च । स्वाध्यायप्रवचने । च । सत्यम् । इति । सत्यवचाः । राथीतरः । तपः । इति । तपोनित्यः । पौरुशिष्टः । स्वाध्यायप्रवचने । एव । इति । नाकः । मौद्गल्यः । तत् । हि । तपः । तत् । हि । तपः ॥ १ ॥

**भाषार्थः**—( **ऋतम्, च** ) વેદાદિ શ્રેષ્ઠ શાસ્ત્રોમાં કહ્યાપ્રમાણે ચાલવું. ( **सत्यम्** ) જે મનમાં હોય તેજ વાણીથી બોલવું. ( **तपः** ) ધર્મનો સંચય કરવાને માટે ક્લેશ ઉઠાવવો તથા સહન કરવું એને દ્વંદ્વ સહન રૂપ તપ પણ કહેવામાં આવે છે. ( **दमः** ) બાહરની આંખો વગેરે ઇંદ્રિયોને વશીભૂત કરવી, ( **शमः** ) મનને વશમાં રાખવું એવાં ઋત આદિ ધર્મનાં લક્ષણોનું ઠીક ઠીક સેવન કરવું જોઇએ, ( **अग्नयः** ) આહવનીય આદિ ત્રણ અગ્નિનું આધાન અર્થાત્ બ્રહ્મચર્યાદિ આશ્રમનું શાસ્ત્રની આજ્ઞાને અનુકુળ સેવન કરવું જોઇએ ( **अग्निहोत्रम्** ) અગ્નિહોત્ર નામનો દેવયજ્ઞ નિત્ય કરવો ( **अतिथयः** ) શ્રેષ્ઠ ધર્મ સંબંધી સત્યમાર્ગનો ઉપદેશ અકસ્માત્ આવ્યો હોય તેવા વિદ્વાનનું પૂજન, ( **मानुषम्** ) વિવાહાદિ ગૃહાશ્રમનું કૃત્ય કરવું, ( **प्रजा** ) ધર્મથી પુત્રાદિ ઉત્પન્ન કરવા, ( **प्रजनम्** ) ઋતુ કાલાભિગામિ થઇ ગર્ભાધાન કરવું. ( **प्रजातिः** ) પૌત્રાદિની ઉત્પત્તિ થાય એવો પણ યત્ન કરવો જોઇએ. એ સર્વ ધર્મ સંબંધી કામો કરતાં કરતાં પણ વિદ્વાન શિક્ષિત વિચારશીલ પુરુષે ( **स्वाध्यायप्रवचने** ) પઠન પાઠનનું યત્નની સાથે સર્વ-દશાઓમાં સેવન કરવું જોઇએ. ( **सत्यवचसा** ) સત્ય જેની વાણી છે, જે કદી પણ અસત્ય વચન નહી બોલે એવા ( **राथीतरः** ) રથીતર નામના ઋષિના પુત્ર રાથીતર ઋષિ આચાર્ય ( **सत्यम्** ) ધર્મના

સર્વ આચરણોમાં સત્યનું સેવન શ્રેષ્ઠતમ છે, ( इति ) એમ માને છે. (तपोनित्यः) નિત્ય તપ કરવામાં તત્પર જેની બુદ્ધિમાં તપજ મુખ્ય છે એવા ( पौरुशिष्टिः ) પુરુશિષ્ટિ ઋષિના સન્તાન ઋષિએ ( तपः )તપજ પ્રધાન છે ( इति ) એમ માને છે. ( मौद्गल्यः ) મુદ્‌ગલ ઋષિનો પુત્ર ( नाकः ) નાક નામનો ઋષિ આચાર્ય ( स्वाध्यायप्रवचने एव ) પઠન પાઠન વા સાંભળવા સંભળાવવાનોજ મુખ્ય ધર્મ માની તેનું સેવન કરવું જોઇએ એ બંને કર્મથી પરમ કલ્યાણ થઇ શકે છે ( इति ) એવું માને છે, ( तत् हि, तपः तत्, हि तपः ) પઠન પાઠનજ મુખ્ય તપ છે તેથી તેનું સેવન અવશ્ય કરવું જોઇએ.

**ભાવાર્થ:**-વિચારશીલ પુરુષે ઋતાદિનું જેવું જોઇએ તેવુ સેવન કરવું તથા તેની સાથે પઠન પાઠનનું પણ નિત્ય સેવન કરવું જોઇએ. ગૃહાશ્રમમાં શ્રેષ્ટ પુત્રાદિ ઉત્પન્ન કરી પઠન પાઠન અથવા સાંભળવા સંભળાવવાનું યત્ન પૂર્વક કર્તવ્ય છે. પુત્રાદિને ધર્મ તથા વિદ્યાની શિક્ષા કરવી એ ધર્મયુક્ત મખ્ય કર્મ કરવું ઉચિત છે. એ પ્રકારે શિક્ષિત પુરુષજ સંસારના છ જાતનાં ( નીરોગતા, ઋણરહિત થવું, પ્રિયનો નિકટવાસ, શ્રેષ્ટ પુરુષોનો મેળાપ, લોકમાં વિશ્વાસ તથા નિર્ભય સ્થાનમાં નિવાસ ) સુખો પ્રાપ્ત કરે છે એટલા માટે શિક્ષાનુકુલ ઉક્ત કર્મ કરવાં જોઇએ, ॥ ૯ ॥

**अहं वृक्षस्य रेरिवा । किर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वप-**
**वित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविणꣳसवर्चसम् ।**
**सुमेधा अमृतोक्षितः इति त्रिशङ्कोर्वेदानुवचनम् ॥ १ ॥**
**अह ꣳ षट् ॥ इति दशमोऽनुवाकः**

अहम् । वृक्षस्य । रेरिवा । कीर्तिः । पृष्ठं । गिरेः । इव ऊर्ध्वपवित्रः । वाजिनीव । स्वमृतम् । अस्मि । द्रविणम् । सवर्चसम् । सुमेधाः । अमृतोक्षितः । इति । त्रिशंङ्कोः । वेदानुवचनम् ॥

**ભાવાર્થઃ**—( **अहम्** ) હું વિદ્યા તથા શિક્ષા પ્રાપ્ત થએલો મનુષ્ય ( **वृक्षस्य** ) પ્રતિદિન બનવા બગડવાવાળા સંસારનાં ( **रेरिवा** ) કાર્ય ચલાવવાવાળો અર્થાત્ ધર્મ તથા ઉપકાર સંબંધી જગતના વ્યવહારના બળદની માફક બોજો લાદવાવાળો થાઉં. નીતિમાં પણ કહ્યું છે કે "**अविश्रामं वहेद् भारम्**" ધર્મનો ભાર વિશ્રામ કર્યા વગર આખર સુધી વહું કે જે ધર્મયુક્ત કર્મનાં સેવનથી મારો ( **कीर्तिः** ) યશ ( **गिरेः पृष्ठमिव** ) પર્વતની ટોચની તુલ્ય ઉંચો અથવા પ્રસિદ્ધ થાવ. ( **ऊर्ध्वपवित्रः** ) શુદ્ધ અંતઃકરણવાળો થાઉં. ( **वाजिनीव** ) ઉદ્યોગી વેગવાન્ પુરુષની સમાન મને દૈવી સંપત્ પ્રાપ્ત હો એવો યત્ન કરૂં. ( **स्वमृतम्** ) અચ્છી રીતે મોક્ષનો ( **अस्मि** ) અનુભવ કરૂં ( **सवर्चसम्** ) તેજ તથા પ્રતાપ સહિત ( **द्रविणम्** ) મારી પાસે ધન હો. ( **सुमेधाः** ) ઉત્તમ ધારણાવાળી બુદ્ધિ મને પ્રાપ્ત હો કે જેથી સમયાનુકુલ ઇષ્ટનું સ્મરણ રખાય ( **मृतोक्षितः** ) પાણીથી સ્નાન શૌચાદિ કરતાં શરીરે શુદ્ધ રહું. ( **इति** ) એવે પ્રકારે ( **त्रिशंकोः** ) ત્રિશંકુ નામના રાજર્ષિનું ( **वेदानुवचनम्** ) વેદને અનુકુળ વચન છે.

**ભાષાર્થઃ**—આર્યાવર્ત દેશમા પેહેલાં એક ત્રિશંકુ નામનો રાજા થઇ ગયો તેણે વેદનું સંપૂર્ણ પઠન કર્યું હતું. વેદના મુખ્ય આશય જાણી તેણે કહ્યું કે મનુષ્યે પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમમાં વિદ્યા અને શિક્ષાથી યુક્ત ઉત્તમ બુદ્ધિ તથા શરીર સંબંધી બળ પ્રાપ્ત કરીને

ધાર્મિક અંતઃકરણપૂર્વક ધનનું પ્રમાણિકપણે ઉપાર્જન કરવું જોઇએ. તથા મનુષ્ય શુદ્ધ હૃદયવાળો અને પ્રતાપી થઇ પરોપકાર સંબંધી અનેક શુભ કર્મોનાં સેવનથી જગતમાં પોતાની નિર્મળ અચળ કીર્તિનું સ્થાપન કરે.

वेदमनुच्याचार्योऽन्तेवा[illegible] । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्या[illegible] प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमादितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्याय प्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥ देवपितृकार्याभ्याम् न प्रमदितव्यम् । मा[illegible]देवो भव । पितृदेवो भव । आ[illegible]देवो भव । अतिथिदेवो भव । य[illegible]नि कर्माणि । तानि सेवितव्यानि । नो इतरा[illegible] । यान्यस्माकꣳ सुचरितानि । तानि त्वयोपास्यानि ॥ २ ॥ नो इतराणि । ये के चास्मच्छ्रेयाꣳसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धयादेयम् । अश्रद्धया देयम् । श्रियादेयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥ ३ ॥ ये तत्र ब्राह्मणः सम्म

र्शिनः युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः यथा ते तत्र वर्त्तेरन् । तथा तत्र वर्त्तेथाः । अथाभ्याख्य तेषु । ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः । युक्ता आयुक्ताः अलूक्षा धर्मकामा स्युः । यथा ते तेषु वर्त्तेरन् तथा तेषु वर्त्तेथाः । एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमुचैतदुपास्यम् ॥ ४ ॥ स्वाध्यायप्रवचनाभ्यां न प्रमादितव्यम् । तानि त्वयोपास्यानि । विचिकित्सा वा स्यात् । तेषु वर्त्तेरन् । सप्त च ॥

इत्येकादशोऽनुवाकः ॥

वेदम् । अनूच्य । आचार्यः । अन्तेवासिनम् । अनुशास्ति । सत्यम् । वद । धर्मम् । चर । स्वाध्यायात् । मा । प्रमदः । आचार्याय । प्रियम् । धनम् । आहृत्य । प्रजातन्तुम् । मा । व्यवच्छेत्सीः । सत्यात् । न । प्रमदितव्यम् । धर्मात् । न । प्रमदितव्यम् । कुशलात् । न । प्रमदितव्यम् । भूत्यै । न । प्रमदितव्यम् । स्वाध्यायप्रचनाभ्याम् । न । प्रमदितव्यम् । मातृदेवः । भव । पितृदेवः । देव । पितृ । कार्याभ्याम् । न । प्रमदितव्यम् । भव । आचार्यदेवः । भव । अतिथिदेवः । भव । यानि । अनवद्या-

नि । कर्माणि । तानि । सेवितव्यानि । नो । इतराणि । यानि । अस्माकम् । सुचरितानि । तानि । त्वया । उपास्यानि ॥ २ ॥ नः । इतराणि । ये । के । च । अस्मत् । श्रेयाꣳसः ब्राह्मणा । तेषाम् । त्वया । आसनेन । प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धया । देयम् । श्रिया । देयम् । ह्रिया । देयम् । भिया । देयम् संविदा । देयम् । अथ । यदि । ते कर्मविचिकित्सा । वा । वृत्तविचिकित्सा । वा । स्यात् ॥ ३ ॥ ये । तत्र । ब्राह्मणाः । समर्शिनः । युक्ताः । आयुक्ताः । अलूक्षाः । धर्मकामाः । स्युः । यथा । ते । तत्र । वर्त्तेरन् । तथा । तत्र । वर्त्तेथाः । अथ । अभ्याख्यातेषु । ये । तत्र । ब्राह्मणाः । समर्शिनः । युक्ताः । आयुक्ताः । अलूक्षाः । धर्मकामाः स्युः । यथा । ते । तेषु । वर्त्तेरन् । तथा । तेषु । वर्त्तेथाः । एषः । आदेशः । एषः । उपदेशः । एषा । वेदोपनित् । एतत् । अनुशासनम् । एवम् । उपासितव्यम् । एवम् । उ । च । एतत् । उपास्यम् ॥ ४ ॥ स्वाध्यायप्रवचनाभ्याम् । न । प्रमदितव्यम् । तानि । त्वया । उपास्यानि । विचिकित्सा । स्यात् । तेषु । वर्त्तेरन् । सप्त । च ॥ १० ॥

भावार्थः—( आचार्यः ) ગુરૂ ( अन्तेवासिनः ) પાસે રહેવાળા શિષ્યને ( वेदम् ) વેદ ( अनूच्य ) ભણાવ્યા પછી ( अनुशास्ति ) શિષ્યે શું શું કરવું જોઇએ તેનો ઉપદેશ કરે છે અથવા કહે

કે હે શિષ્ય તુ (सत्यम्, वद) સત્યવાદી અર્થાત્ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જેવું જોવામાં આવે અથવા સાંભળવામાં આવે તેવું બોલજે (धर्मम्) ધર્મનું (चर) સેવન કરજે (स्वाध्यायात्) વેદ શાસ્ત્રનું પઠન કરવામાં (मा, प्रमदः) પમાદ ન કરતો અર્થાત્ નિત્યનાં પઠન પાઠન ભૂલ અથવા આળસથી છોડીશ નહી (आचार्यय) જ્યારે તુ વિદ્યા ભણી રહે ત્યારે ગુરૂને પ્રાર્થના કરજે કે હવે હું આપને પ્રત્યુપકારમાં શું દક્ષિણા આપું તે આજ્ઞા કરો. આજ્ઞા મળ્યા બાદ ગુરૂએ માગેલી (प्रियम्, धनम्, आहृत्य) યથેષ્ટ પ્રિય દક્ષિણા તેને યથાશકિત આપીને એટલે કે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી (प्रजातन्तुम्) પુત્રાદિરૂપ કુલની પરંપરા (मा) (व्यवच्छेत्सीः) તોડતો નહીં, અર્થાત્ સંતાનોત્પત્તિ રૂપ ફળ સહિત ગૃહસ્થાશ્રમનું અવશ્ય સેવન કરજે, આગળ આગળ કુલના સંતાન વધારતો ચાલજે (सत्यात् न प्रमदितव्यम्) તુ ભૂલ કરીને પણ કદી જુઠું બોલતો નહીં. (धर्मात्) ધૃતિ આદિ ધર્મનાં લક્ષણો (न प्रमदितव्यम्) ભૂલથી કદી છોડતો નહીં. (कुशलात्, न, प्रमदितव्यम्) આપણી રક્ષાના હેતુ થવાવાળાં વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મ અને વીર્યરક્ષાના નિયમો કદી તોડતો નહી કે ભૂલતો નહી (भूत्यै) સુખનાં સાધનો અર્થાત્ ધન વગેરે પ્રાપ્ત કરવાનાં કર્મમાં કદી પ્રમાદ કરતો નહીં, એટલે કે ધનાદિ ઉપાર્જન કરવાને ઉદ્યોગ કદી છોડતો નહીં. (स्वाध्यायप्रवचनाभ्याम्) ભણવા ભણવવાનું કદી ભૂલતો નહીં. (देवपितृकार्याभ्याम्) દેવ—અધ્યાપક ઉપદેશક શિક્ષક વિદ્વાન અને પિતૃ—જ્ઞાન મનશીલ જ્ઞાની એ બંનેની (न प्रमदितव्यम्) સેવા સત્કાર પૂજામાં પ્રમાદ કે ભૂલ કરતો નહીં, અર્થાત્ એમની નિરંતર સેવા ને

સત્સંગ કરજે. તથા વિશેષ કરીને આગળ કહેલ માતાદિ દેવ નામાંક છે એમની સેવા કરવાનો પરમ ધર્મ છે. તું ( **मातृदेव** ) માતાને દેવ માનવા વાળો ( **भव** ) થા ( **पितृदेवः** ) પિતાને પૂજ્ય દેવ માનવા વાળો ( **भव** ) થા ( **आचार्यदेवः** ) ગુરુને પૂજ્ય માનવાવાળો ( **भव** ) થા ( **अतिथिदेवः** ) અતિથિ એટલે અકસ્માત આવી પહોંચવાળા સત્ય ધર્મના ઉપદેશક પુરુષને દેવ-પૂજ્ય માનવા વાળો ( **भव** ) થા ( **यानि** ) જે કહ્યાં હોય એવા ધર્મ સંબંધી કાર્યોથી ભિન્ન વેદાદિ શાસ્ત્રોમાં કહેલાં અથવા શિષ્ટાચારસંબંધી ( **अनवद्यानि** ) દોષ ન આવે એવાં ( **कर्माणि** ) કર્મો છે ( **तानि** ) તેનું ( **सेवितव्यानि** ) સેવન કરવું જોઇએ. ( **नो, इतराणि** ) કિંતુ નિન્દિત કર્મોનું સેવન નહીં કરવું જોઇએ. કદાચિત્ નિન્દિત કામ કદી કોઇ કારણથી શિષ્ટપુરુષે કર્યું હોય તો પણ આપણે તેનું દૃષ્ટાંત લઇને ન કરવું જોઇએ. એ વાતને હજી પણ સ્પષ્ટ કરીએ છીએ. ( **अस्माकम्** ) અમે આચાર્ય લોકોનાં ( **यानि** ) જે જે ( **सुचरितानि** ) શાસ્ત્રની આજ્ઞાને અનુકુળ સારાં કર્મ છે ( **तानि** ) તેનું ( **त्वया** ) તારે ( **उपस्यानि** ) સેવન કરવું જોઇએ. ( **नो, इतराणि** ) અગર જો અમ અધ્યાપક કે ઉપદેશક-શિક્ષકોમાં કોઇ પ્રકારનો દોષ હોય તો તેનું સેવન કદી પણ તું કરતો નહીં; તથા એવા મોટા માણસનો દાખલો પણ આપતો નહીં કે અમુક તો એમ કરે છે. તથા ( **ये, के, च** ) જો બીજો કોઈ ( **अस्मत्** ) અમ જો તમારા શિક્ષક વા ગુરુજન છીએ તેનાથી ભિન્ન ( **श्रेयांसः** ) અત્યંત પ્રશંસાલાયક ( **ब्राह्मणाः** ) વેદશાસ્ત્ર જાણવા વાળા બ્રાહ્મણો હો ( **तेषाम्** ) તેમને ( **आसनेन** ) આસન કે બિસ્તર આદિ સત્કાર તથા સુખની સામગ્રી ( **त्वया** ) તારે આપીને દુઃખની

નિવૃત્તિ કરવી જોઈએ; એટલે કે હમારા સિવાય બીજા પણ પ્રશસ્ત વિદ્વાનોનાં સત્સંગ તથા સેવા કર અને તમારૂં પોતનું દુઃખ પણ દૂર કરો તથા તેમનો સત્ય ઉપદેશ માન્ય રાખો. હવે છ વાક્યોથી દાન ધર્મની આવશ્યકતા બતાવે છે. ( **श्रद्धया** ) શ્રદ્ધાપૂર્વક ( **देयम्** ) દાન-દો. ( **अश्रद्धया, देयम्** ) શ્રદ્ધા ન હોય તો પણ દાન કરો કારણ કે ન કરવા કરતાં કરવું બેહેતર છે ( અગર જો અશ્રદ્ધાથી દાન કરવું ધર્મશાસ્ત્રોમાં નિષિદ્ધ છે તોપણ એ શ્રદ્ધાપૂર્વક આપવાના કરતાં બુરૂં છે કિંતુ જે સર્વથા દાન કરતાજ નથી તેના કરતાં અશ્રદ્ધાથી દાન કરવાળો પણ સારો છે. ). આ વાકયમાં શંકરસ્વામિ એ " અદેયમ્ " પદ કાઢી અશ્રદ્ધાથી દાન કરવાનો નિષેધ કર્યો છે. અને વિદ્યારણ્ય સ્વામિ એ " દેયમ્ " પદ કાઢી અશ્રદ્ધાથી પણ દાન આપવાનું કહ્યું છે. અગર જો કોઇ પણ પ્રકારે એ બંને પદ હોઇ શકે તો પણ " દેયમ્ " પદ કાઢવું ઠીક જણાય છે. કારણ કે આગળ લાજ શરમથી પણ આપવાનું કહ્યું છે. " કેટલાક તેમના સાથી મિત્રદાન કરે તથા એક બે જણ કોઇ ન કરે તો તેમને લજ્જિત થવું પડે છે એ કારણથી લજ્જાએ પણ દાન આપવાનું કહેવામાં આવ્યું છે. " (**श्रिया, देयम्** ) ધન પ્રાપ્તિ જોઇને દાન કરો (**ह्रिया**) લજ્જા એ ( **देयम्** ) દાન કરો ( **भिया** ) કૃપણની સાથે લાગવા વાળી બુરાઈના ભયથી દાન કરો તથા ( **संविदा, देयम्** ) મિત્રાદિના કાર્ય સિદ્ધ થવાના નિમિત્તે દાન કરવું જોઇએ. ઇત્યાદિ પ્રકારે ધર્મ સંબંધી કામ કરવામાં (**अथ, यदि**) અને જો ( **ते** ) તારાં ( **कर्मविचिकित्सा** ) વેદોકત અગ્નિહોત્રને સંધ્યાદિ કર્મોમાં ( **वा** ) ઓર ( **वा** ) અથવા ( **वृत्तविचिकित्सा, स्यात्** ) દયા દાન તથા સત્યાદિના આચ-

રણુમાં સંદેહ હોય અર્થાત્ જ્યાં જયાં બે પ્રકારનાં કર્તવ્યનો માર્ગ આવી જાય તો કયે રસ્તે ચાલવું અને કેમ કરવું? ત્યારે (**ये**) જે (**तत्र**) તે દેશ વા કાળમાં ( **युक्ताः** ) ધર્મ કરવામાં પંડે પ્રવૃત્ત (**आयुक्ताः**) અથવા કોઇની પ્રેરણાથી ધર્મ કરવાવાળા ( **अलूक्षाः** ) નિર્દયતા રહિત ( **धर्मकामाः** ) ધન તથા વિષય ભોગમાંજ નહીં ફસાઇને સર્વોપરી ધર્મને ચાહવાવાળા ( **सम्मर्शिनः** ) સારી રીતે વિચાર કરવામાં સમર્થ ( **ब्राह्मणाः** ) વેદવેત્તા બ્રાહ્મણ લોક છે, ( **ते** ) તે ( **तथा** ) જેમ ( **तत्र** ) તે સંદેહના વિષયમાં ( **वर्त्तेरन्** ) વર્તે અથાત બેમાંથી જે પસંદ કરે ( **तथा** ) તે પ્રમાણે ( **तत्र** ) તે બાબતમાં તુ પણ (**वर्त्तेथाः**) વર્તન રાખજે. ( **अथ** ) ત્યાર પછી ( **अभ्याख्यातेषु** ) જેમાં કેટલાક લોકોએ સંદેહ કાઢી નાંખ્યો હોય ત્યાં પણ ( **तत्र** ) તે દેશ વ કાળમાં ( **ये** ) જે ( **युक्ताः** ) સ્વયં ધર્મત્મા લોક ( **आयुक्ताः** ) ભયાદિથી ધર્મ કરવાવાળા ( **अलूक्षाः** ) દયાળુ ( **धर्मकामाः** ) ધર્મના પ્રેમી ( **सम्मर्शिन** ) સારી રીતે વિચાર કરનાર ( **ब्राह्मणाः**) બ્રાહ્મણ (**स्युः**) હો ( **ते** ) તે ( **यथा** ) જેમ ( **तव** ) તે સંદિગ્ધ વિષયમાં (**वर्त्तेरन्**) વર્ત્તે ( **तथा** ) તે પ્રમાણે ( **तेषु** ) તે બાબાતમાં ( **वर्त्तेथाः**) વર્તજે ( **एषः** ) એજ ( **आदेशः** ) વેદાદિ શસ્ત્રોની આજ્ઞા ( **एषः** ) એજ ( **उपदेशः** ) શિક્ષક પિતાદિની આજ્ઞા છે. ( **एषा** ) એજ ( **वेदोपनिषत्** ) વેદસંબંધી બ્રહ્મજ્ઞાનનો ગુપ્ત મંત્ર તથા પૂર્વરૂપ છે વળી ( **एतत्** ) એજ ( **अनुशासनम्** ) વારંવાર ઉપદેશ વા શિક્ષા છે કે ( **एवम्** ) એનુંજ ( **उपासितव्यम्** ) સેવન કરવું જોઇએ ( **एवम् उ, च, एतत्, उपास्यम्** ) એમ કહ્યા પ્રમાણેજ કર્તવ્યનું સેવન કરવું. જોઇએ એજ કરવું જોઇએ. બીજીવાર કહેવાનું પ્રયોજન એ છે કે

એજ મનુષ્યને કલ્યાણનો માર્ગ છે. આવા પ્રકારનું આચરણ રાખવાથી ઇષ્ટ રિદ્ધી સિદ્ધી પ્રાપ્ત થાય છે, અન્યથા નહીં.

**ભાવાર્થ**:—આ અગીઆરમાં અનુવાકમાં ચાર કંડિકા છે. તેની પછી ( **स्वाध्यायप्र०** ) ઇત્યાદિ ચાર વાક્ય સર્વ કંડિકાઓની અંતે લખ્યાં છે કે જેથી વિપરીત જ્ઞાન ન થાય. ( **तेषु वर्त्तेरन्** ) એની પછી સાત વાક્ય બાકી રહી જાય છે તેને "**सप्तम**" એ પદથી બોધ કરાવ્યો છે.

સર્વ પ્રસંગે અથવા સર્વ દશાઓમાં ભણવું બે જાતનું હોય છે ગુરુ મુખથી શાસ્ત્ર સંબંધી પુસ્તકોને પાઠ તથા પાઠના ક્રમથી અર્થ સાંભળવો તથા તેનું તેવુંજ મનન કરવું એ એક પ્રકારનું ભણવું કહેવાય છે. બીજું. ભણ્યા ભણાવ્યા શાસ્ત્રને સારરૂપ સિદ્ધાંત લઇ આચાર્ય લોકોની શિક્ષા સાંભળવી તેમજ તે પ્રમાણે આચરણ કરવું, તેને અનુસરતુ વેદમાં કહેલાંનુ સેવન તથા નિષિદ્ધનો ત્યાગ કરવાથીજ ઇષ્ટ કલ્યાણ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ ગુરુ મુખથી શાસ્ત્રો સાંભળવાં તથા તેના અર્થ વિચારવાથી માત્ર તેવું કલ્યાણ થઈ શકતું નથી. એટલામાટે વેદ ભણાવ્યા પછી ગુરુને ઉચિત છે કે વેદને અનુકુળ કર્તવ્ય અકર્તવ્યની શિક્ષા શિષ્યોને કરે તેમ શિષ્યોએ સાવધાન થઇ શિક્ષા સાંભળવી તથા ધારણ કરવી જોઇએ. ૧૧.

**शन्नो मित्रः शं वरुणः। शं नो भवत्वर्यमा। शन्न इन्द्रो बृहस्पतिः। शन्नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो। त्वमेव प्रत्यक्षं ब्रह्मासि। त्वामेव प्रत्यक्षं ब्रह्मा-**

वादिषम् । ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् ।
तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् ॥ १२ ॥
ओं शान्तिः शान्तिः शान्तिः ॥ सत्यमवादिषं पञ्च च ॥

इति द्वादशोऽनुवाकः ॥

शन्नः, शिक्षां, सहनौ, यश्छन्दसां, भूः, स यः पृथिवीं,
ओमिति, ऋतञ्च, अहं, वदेमनूच्य, शन्नोद्वादश, ॥ १२
शन्नो, मह इत्यादित्ये, नो इतराणि, त्रयोविंशतिः ॥ ३

इति शिक्षाध्यायः प्रथमावल्ली समाप्ता ॥

शम् । नः । मित्रः । शम् । वरुणः । शम् । नः । भवतु । अर्यमा ।
शम् । नः । इन्द्रः । बृहस्पतिः । शम् । नः । विष्णुः । उरुक्रमः । नमः ।
ब्रह्मणे । नमः । ते । वायो । त्वम् । एव । प्रत्यक्षम् । ब्रह्म ।
असि । त्वाम् । एव । प्रत्यक्षम् । ब्रह्म । अवादिषम् । ऋतम् ।
अवादिषम् । सत्यम् । अवादिषम् । तत् । माम् । आवीत् । तत् ।
वक्तारम् । आवीत् ! आवीत् । माम् । आवीत् । वक्तारम् । ओम् ।
शान्तिः । शान्तिः । शान्तिः ॥ १२ ॥ ॥ ॥ ॥

**ભાષાર્થઃ**—આજ (शन्नः०) મંત્ર આ અધ્યાયના આરંભમાં કહી ગયા છીએ; તેમાં ક્રિયાઓમાં કાળનો ભેદજ કેવળ ભેદ છે, જેમ ત્યાં કહ્યું કે હું આપનેજ સાક્ષાત્ બ્રહ્મ કહીશ, શાસ્ત્રાનુકુલ કહીશ અથવા

સત્ય કહીશ, ઇત્યાદિ આરંભનું કથન ભવિષ્ય કાળની ક્રિયાઓ પરત્વે છે અને અહીંઆં અંતમાં મેં આપને સાક્ષાત્ બ્રહ્મ કહ્યો શાસ્ત્રાનુકુળ કહ્યો અથવા સત્ય કહ્યું માત્ર ફેર એટલોજ છે કે શરૂઆતના મૂળ મંત્રમાં "वदिष्यामि, वदिष्यामि" છે એટલે કહીશ અને અહીંઆં મૂળ મંત્રમાં "अवादिषम्, अवादिषम्" છે એડલે કહ્યું. આરંભમાં "अवतु, अवतु," છે એટલે કે એ મારૂં રક્ષણ કરે એમ છે અને અહીંઆં "आवीत्, आवीत्" છે એટલે એણે મારૂં રક્ષણ કીધું ઈત્યાદિ અંતે કહેવું અને માનવું જોઇએ. અર્થાત્ કોઇ કાર્ય અથવા ભણવાના આરંભમાં ભવિષ્યની ક્રિયાઓ પરત્વે પ્રતિજ્ઞા કરવી કે હું આમ કરીશ ઇશ્વર મારૂં રક્ષણ કરો અને કાર્ય અથવા ભણવાની સમાપ્તિમાં ભૂતકાળની ક્રિયાઓથી પ્રતિજ્ઞા કરવી કે મેં ધર્માનુકુળ સત્યાદિ કહ્યું તેથી એણે મારૂં રક્ષણ કીધું ઇત્યાદિ. તેથી આ ( शन्नः० ) મંત્રમાં આરંભમાં કરેલા અર્થથી કેવળ ભૂતકાળની ક્રિયા બદલવી એટલોજ ભેદ છે. વળી મંગલાચરણને માટે આ મંત્રનો પાઠ ઘણું ખરૂં કરવામાં આવે છે, એ કારણથી તેનો સર્વત્ર એજ અર્થ સમજવો જોઇએ. વારંવાર અર્થ કરવો એ પિષ્ટપેશન જેવું થાય છે એવું ધારી જરૂર લાગે તો આરંભમાં અર્થ જોઇ લેવાની વિનંતિપૂર્વક અર્થ લખવાનું બંધ રાખ્યું છે. ( सत्यमवादिषम् ) અહીઆં સુધી એક સમુદાયની સંજ્ઞા છે અને આગળ પાંચ વાક્ય છે. આ બારમાં અનુવાકની આગળ ( शन्नः, शिक्षाम् ) ઈત્યાદિ કથન આ વલ્લીના પ્રત્યેક અનુવાકનો પ્રતીક એટલે કે પહેલો શબ્દ બતાવવા માટે છે કે જેથી કોઈ પછી કાંઇ મિશ્રણ કરી શકે નહી અથવા કરે તો છુપું રહે નહીં અને તેથી અંતે પણ ( शन्नो ) કહીને પાછું દ્વાદશ એટલે બાર એમ બાર

અનુવાક જણાવવા કહ્યું કે જેથી પરંપરા શિક્ષણ બારજ અનુવાકનું ચાલું રહે. ( शन्नो महआदित्यः नो इतराणि० ) ઇત્યાદિ શબ્દો ગયા બાર અનુવાકમાં આવી ગયલા છે પરંતુ અહીંઆં જે કથન કરવામાં આવ્યું છે તે અનુવાકની ઉપર કોઇ મોટી સંજ્ઞા બતાવવાને માટે છે. ॥ ૧૨ ॥

इति शिक्षाध्यायरूपा प्रथमा वल्ली समाप्ता ॥



# अथ ब्रह्मानन्दवल्ली



**ओ३म्—सह नाववतु सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै तेजस्विनावधीतमस्तु। मा विद्विषावहै। ओं शान्तिः शान्ति शान्तिः॥**

सह। नौ। अवतु। सह। भुनक्तु। सह वीर्यम् करवावहै। तेजस्वि। नौ। अधीतम्। अस्तु। विद्विषावहै। ओम्। शान्तिः। शान्तिः। शान्तिः॥

**भावार्थः**—હવે બીજી બ્રહ્માનંદ વલ્લીના પ્રારંભમાં પ્રાર્થના તથા શાન્તિ કહીએ છીએ (**नौ**) હમ બંને જણ (ગુરુ શિષ્યો)નું (**सह**) સાથેજ પરમેશ્વર (**अवतु**) રક્ષણ કરો અર્થાત્ તૃષ્ણા મટાડી હમારાં મન તૃપ્ત ને સંતુષ્ટ કરો. આપની કૃપાથી હમે બંને (**वीर्यम्**) બ્રહ્મવિદ્યાના અભ્યાસથી થયલાં સુખદુખ બંને સહન કરવાંનું સામર્થ્ય (**सह**) સાથે (**करवावहै**) સિદ્ધ કરીએ (**नौ**) હમારાં બંનેના (**अधीतम्**) પઠન પાઠન (**तजस्वि**) બ્રહ્મના તેજથી યુક્ત (**अस्तु**) હો. હમે બંને (**विद्विषावहै**) અરસ પરસ કદી દ્વેષ (**मा**) ન કરીએ (**ओ३म्**) હે પરમાત્મન્ આપ એવી કૃપા કરો કે જેથી હમારાં ત્રણ પ્રકારનાં—આધ્યાત્મિક આધિભૌતિક તથા આધિદૈવિક દુઃખો શાંત થઈ જાય.

**ભાવાર્થઃ**—સર્વ કર્મોના આરંભ અને અંતમાં પરમેશ્વરની પ્રાર્થના તથા ઉપદ્રવ વા દુઃખ મટાડવાને માટે શાંતિ કહેવી જોઇએ ગુરૂ શિષ્યના અંતઃકરણમાં લેશમાત્ર પણ ભેદ ન હો પરંતુ બંનેના અંતઃકરણ શુદ્ધ પરસ્પર પ્રીતિ વધારવાવાળી પ્રાર્થનામાં રહી કોમળ હો ત્યારે વિદ્યા સફળ થાય છે જેથી આધ્યાત્મિક આધિભૌતિક તથા આધિદૈવિક દુઃખોની શાંતિ હો. આ મંત્રમાં કર્તા ક્રિયાનું દ્વિવચન કહેવાથી ગુરૂ શિષ્ય અથવા સ્ત્રી પુરુષાદિ બએ જણે મળીને ઇશ્વરની પ્રાર્થના તથા શાંતિ કહેવી અથવા માનવી જોઈએ.

ओ३म् । ब्रह्मविदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् । सह ब्रह्मणा विपश्चितेति । तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधीभ्योऽन्नम् अन्नाद्रेतः रेतसः पुरुषः स वाएष पुरुषोऽन्नरसमयः । तस्येदमेवशिरः । अयं दक्षिणः पक्षः अयमुत्तरः पक्षः । अयमात्मा । इदं पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति॥

इति प्रथमोऽनुवाकः ॥

ओम् । ब्रह्मवित् । आप्नोति । परं । तत् । एषा । अभ्युक्ता सत्यम् । ज्ञानम । अनन्तम् । ब्रह्म । यः । वेद । विहितम् । गुहायः-

म् । परमे । व्योमन् । सः । अश्नुते । सर्वान् । कामान् । सह । ब्रह्मणा । विपश्चिता । इति । तस्मात् । वै । एतस्मात् । आत्मनः । आकाशः । संभूतः । आकाशात् । वायुः । वायोः । अग्निः । अग्नेः । आपः । अद्भ्यः । पृथिवी । पृथिव्याः । ओषधयः । ओषधीभ्यः । अन्नम् । अन्नात् । रेतः । रेतसः । पुरुषः । सः । वै । एषः पुरुषः । अन्नरसमयः । तस्य । इदम् । एव । शिरः । अयम् । दक्षिणः । पक्षः । अयम् । उत्तरः । पक्षः । अयम् । आत्मा । इदम् । पुच्छं । प्रतिष्ठा । तत् । अपि । एषः । श्लोकः । भवति १॥

**ભાષાર્થ:**—હવે ત્રીજી વલ્લીમાં બ્રહ્મજ્ઞાન સંબંધી વિચારનો આરંભ કરવામાં આવે છે અને એવો ઉદ્યોગ દેખાડવામાં આવે છે કે જેથી બ્રહ્મને જાણી શકાય. મનુષ્યના પરિશ્રમની સફળતા તો ત્યારેજ થાય છે કે જ્યારે આ સર્વ દુઃખોથી છૂટી પરમ કલ્યાણને પ્રાપ્ત થાય; કારણ કે પ્રાણિ માત્ર દુઃખોમાંથી બચવાને તથા સુખ અર્થાત સર્વોત્તમ સુખ પ્રાપ્ત કરવાને માટેજ પ્રતિદિન નાના પ્રકારના સત્ અસત્ ઉપાય કરે છે. પરંતુ સર્વનું ઇષ્ટ જેવું જોઇએ તેવું સિદ્ધ થતું નથી, કિંતુ કાંઇક કાંઇક સાંસારિક દુઃખોની નિવૃત્તિ તથા સુખોની પ્રાપ્તિ થતી જાય છે. પરંતુ ( **ब्रह्मवित्** ) બ્રહ્મજ્ઞાની પુરુષ ( **परम्** ) સર્વોત્તમ કલ્યાણ ( **आप्नोति** ) પ્રાપ્ત કરે છે. ( **तत्** ) તેથી પરમેશ્વરનું સ્વરૂપ બતાવવાને માટે ( **एषा, अभ्युक्ता** ) એ આગળ કહી ઋચારૂપ સ્તુતિ પૂર્વજ લોકોએ કહી છે કે (**सत्यम्०—विपश्चिता**) આ મંત્રમાં **इति** શબ્દ આ ઋગ્વેદની ઋચાનું પદ બીજાનો બનાવેલું છે એવું અથવા બીજા ગ્રંથમાંનું

છે એવું બતાવવા માટે તથા પ્રમાણુને માટે અહીંઆં રાખવામાં આવ્યું છે. ( **सत्यम्** ) જે પોતાના સ્વરૂપથી ચ્યુત કે ચલાયમાન નહી થાય તેમાં કોઇપણ પ્રકારનો વિકાર કે સ્વરૂપનો ભેદ થતો નથી. ( **ज्ञानम्** ) જે જ્ઞાન સ્વરૂપ જેમાં અજ્ઞાન કે ચેતન રહિત જડ વસ્તુના ગુણનો મેલ પણ નથી અથવા જીવાત્મામાં રહેવાવાળા વિપરીત જ્ઞાનનો જેમાં લેશ પણ નથી; ( **अनन्तम्** ) આટલો લાંબો પહોળો કે હલકો ભારી વગેરે છે એવી જેની સીમા કે અવધિ ( હદ ) નથી; પરંતુ સર્વ ચરાચરમાં વ્યાપ્ત એવા પ્રકારના વિશેષણવાળો ( **ब्रह्म** ) વિશેષ્ય બ્રહ્મ છે. ( **प-रमे** ) ઉતમ શુદ્ધ ( **व्योमन्** ) હૃદયરૂપ આકાશમાં ( **गुहायाम्** ) ઇંદ્રિયો દ્વારા આત્મા તથા મનનો સંયોગ કે સંસ્કાર તથા વાસના રૂપથી અનુભવ કરેલા વિષય દબાઇ રહેલા છે એવી જે બુદ્ધિ તેમાં ( **निहितम्** ) વ્યાપ્ત રહેલ બ્રહ્મને ( **यः** ) જે મનુષ્ય ( **वेद** ) જાણે છે ( **सः** ) તે વિદ્વાન ( **विपश्चिता** ) મેધાવી સર્વજ્ઞ ( **ब्रह्मणः** ) બ્રહ્મની ( **सह** ) સાથે ( **सर्वान्** ) સર્વ ( **कामान्** ) અભીષ્ટભોગ અથવા સુખના અનુભવોને ( **अश्नुते** ) પ્રાપ્ત કરે છે. ( **तस्मात्** ) સત્યાદિ સ્વરૂપ ( **एतस्मात्** ) તદન્તર બીજી રીતે વર્ણવેલ ( **वै, आत्मनः** ) પરમાત્મામાંથીજ ( **आकाशः** ) વાયુનું કારણ શબ્દગુણી સત્તાત્મક આકાશ નામનું તત્ત્વ ( **संभूतः** ) ઉત્પન્ન થયું. અહીઆં અભાવ કે શૂન્યમાત્ર આકાશનો અર્થ નથી પરંતુ આકાશ એક તત્ત્વ છે, અર્થાત્ આકાશ છે એ પ્રકારનું અસ્તિત્વ સામાન્યપણે પ્રતીત થયું. ( **आका-शात्** ) આકાશ તત્ત્વમાંથી ( **वायुः** ) વાયુ ( **वायोः** ) શબ્દ સ્પર્શ ગુણવાળા વાયુ તત્ત્વમાંથી ( **अग्निः** ) અગ્નિ ( **अग्नेः** ) અગ્નિમાંથી ( **आपः** ) જળ ( **अद्भ्यः** ) પાણીમાંથી ( **पृथिवी** ) પૃથિવી ( **पृ-थिव्याः** ) પૃથિવીમાંથી ( **ओषधयः** ) ઓષધિઓ અર્થાત્ ઘઉં, જવ

વગેરેનાં રોપા ( **ओषधयः** ) ઓષધી વૃક્ષમાંથી ( **अन्नम्** ) એ ઓ-ષધિયોનાં ફળરૂપ દાણા થયા જેને ધઉં વગેરે કહીએ છીએ. ( **अन्नम्** ) જેનું ભોજન વા સેવન કરવાથી રસાદિદ્વારા ( **रेतः** ) વીર્ય ઉત્પન્ન થાય છે તથા ( **रेतसः** ) વીર્યમાંથી ( **पुरुषः** ) માથું, હાથ, પગ આદિ અવયવોવાળું ઉત્પન્ન થાય છે. ( અહીઆં ઉત્પત્તિમાં આત્મા ને ઉપાદાન કારણ બતાવવાને ગ્રંથકારનું તાત્પર્ય નથી. જો એવું માનીએ તો સર્વત્રજ ચેતનને જડનું કારણ માનવું પડે એ પરથી એ યુક્તિ પ્રમાણોથી વિરૂદ્ધ છે, કેમકે પૃથિવ્યાદિ જડ પદાર્થેમાંથી ઘડા વગેરે પદાર્થ કોઇ દહાડો કોઈ પણ ઠેકાણે ચૈતન્યવાળા ઉત્પન્ન થતા નથી; તેમજ ચેતન ઉપાદાનમાંથી જડ થાય છે તે માટેનું કોઇ પ્રમાણ પણ મળી શકતુ નથી. ન્યાયમાં કાર્ય કારણનું સારૂપ્ય માનવાનો પણ આશય છે કે જડનું ઉપાદાન જડજ હોઇ શકે છે. " **द्वा सुपर्णा** " ઇત્યાદિ વેદમંત્રો તથા " **अजामेकाम्०** " ઇત્યાદિ ઉપનિષદ્ વાકયોમાં જડ પ્રકૃતિને અનાદિ એટલા માટે માની છે, કે જડ જગતનું જડ પ્રકૃતિ ઉપાદાન માનવું જોઇએ. જ્યારે જડ કાર્યનું ચેતન ઉપાદાન નહી હોઇ શકે તો પરમેશ્વર કોઈ પણ જડ કાર્યનું ઉપાદાન કારણ નહીં ઠરે. પછી અદ્વૈત પક્ષવાળાઓનો સિદ્ધાંત અત્યંત નિર્બલ છે કે પરમાત્મા સર્વરૂપ બની ગયો છે ખંડિત થયો છે. હવે આકારાદિમાંથી વાયુ વગેરેની ઉત્પત્તિ દર્શાવી ગયા તેનું તાત્પર્ય એ છે કે જેના હોવાથી જે થાય અને જેના ન હોવાપરથી જે ન થાય તે તેનું કારણ માનવામાં આવે છે એજ પ્રમાણે પરમેશ્વર સિવાય આકા-શાદિ કોઇ વસ્તુ ઉત્પન્ન થઇ શકતી નથી, એટલા માટે સર્વ કારણોનું પણ ઇશ્વર કારણ છે. આકાશ વાયુનો આધાર છે. આકાશ ન હોય તો વાયુ પણ ઠરી શકતો નથી. અગ્નિનું કારણ વાયુ છે એથી જ્યાં વાયુનો પ્રવેશ નહીં ત્યાં અગ્નિ ઓલવાઇ જાય છે. વાયુની સહાયતાથી દીવો પણ

બળે છે. એથી કોઇ પાત્રમાં જ્યાં વાયુ ન પહોંચે ત્યાં દીવો નથી બળતો. એ કારણ પરથી સિદ્ધ થાય છે કે અગ્નિનું કારણ વાયુ છે. અગ્નિથી અર્થાત્ સૂર્યાદિના તાપથી જલની પ્રવૃત્તિ છે, મતલબ કે એ કારણથીજ ઉનાળામાં સૂર્યનો તાપ વિશેષ વધવાથી તથા હોમ યજ્ઞાદિ અધિક કરવાથી વરસાદ થાય છે તેથીં જલનું કારણ અગ્નિ છે. પાણી એ કરી પૃથિવીની સ્થીતિ,થઇ રહી છે. સર્વ પૃથિવીના પદાર્થો પાણીનીં મદદથી કાર્યનો ઉપકાર આપી રહ્યા છે. માણસ વગેરે પ્રાણિયોનાં શરીર અન્ન વગર કદી અધીક રહી શકે છે, પરંતુ પાણી વિના એક બે દિવસ પણ નીભી શકવાં મુસ્કેલ છે. આ કારણથી વરસાદ ન થયા પર દુકાળ, અથવા દુર્ભિક્ષનો હાહાકાર મચી રહે છે. એથી પૃથિવીનું કારણ પાણી છે ઈત્યાદિ પ્રકારે આકાશ વગેરે સૂક્ષ્મ સૂક્ષ્મ જડ તત્વને એક પછી એકને બીજાં જડ તત્વનું ઉપાદાન કારણ માનવું અનુચિત અથવા યુક્તિ રહિત નથી. પૃથિવી એ ઓષધિયોનું ઉપાદાન પ્રસિદ્ધ છે. આ પ્રકારે અન્નનું ઓષધિ તથા વીર્યનું અન્ન ઉપાદાન છે. આ વીર્ય તથા આર્તવના સંબંધથી માતા પિતા પણ પુત્રનું ઉપાદાન કારણ માનવામાં આવે છે. એ પ્રકારે વીર્યથી બનવાવાળું શરીર પુરુષ કહેવાય છે. ( **सः, वै** ) તેજ પુરુષ નામનું શરીર ( **अन्नरसमयः** ) અનથી 'ઉત્પન્ન થનારો જે રસરૂપ ધાતુ છે તેથી બનતું રક્ત, માંસ, મેદ, મજ્જા, વીર્ય એ સર્વ રૂપ છે, અર્થાત્ અન્નથી થવાવાળાં રસાદિ સાત ધાતુમય શરીર છે. ( **तस्य** ) તે પુરુષ નામના શરીરનું ( **इदम्** ) એજ આંખ, નાક આદિ વાળું ( **शिरः** ) મુખ્ય અંગ છે. એને વિશેષ પીડા થવાથી મરણ તથા એની ઠીક રક્ષા કરવાથી બુદ્ધિ વગેરેની પણ ઠીક રક્ષા થાય છે. એના ભેદથી મનુષ્યની વ્યક્તિઓનો ભેદ છે એ કારણથી એ આંખ નાકવાળું શિરઃ મુખ્ય ઉપરી તથા પહેલા શરીરનો ભાગ છે, અર્થાત્

સર્વ શરીરનું મૂળ કારણ હોવાથી એ ગર્ભમાં પહેલું બને છે. (**अयम्**) એ જો પ્રસિદ્ધ (**दक्षिणः पक्षः**) પૂર્વ તરફ મુખવાળો પુરુષનો જમણો ભાગ તથા (**अयम्**) એ જે પ્રસિદ્ધ છે તેજ (**उत्तरः**) ઉત્તર અથવા ડાબો (**पक्षः**) ભાગ છે. (**अयम् आत्मा**) તથા નાભિની ઉપર ગળા સુધી જે શરીરનો મધ્યભાગ તે મધ્યાત્મા નામનું મધ્ય-શરીર છે. તથા જે નાભિની નીચેનો ભાગ છે તેજ (**इदम्**) એ (**पुच्छम्**) પુછ છે. પીઠની નીચે પશુ વગેરેને પુછડું હોય છે. પુચ્છ શબ્દ અહીઆં ગુદાની પાસે પુછડું નીકળવાનાં સ્થાનનું નામ છે. કે જેને ટેકીને મનુષ્ય પૃથિવીપર બેસે છે. તેથી દેહના એ ભાગનું નામ (**प्रातिष्ठा**) "પ્રતિષ્ઠા" છે કારણ કે એ તે સાધનથી બેસે છે. આ અનુવાકમાં પક્ષનામ પંખ તથા પુચ્છ શબ્દ શરીરને પક્ષીની ઉપમા આપવાને માટે વાપરવામાં આવ્યો છે. (**तत्, अपि, एषः श्लोकः भवति**) આ ઉપર કહેલ શરીરને અન્ન રસરૂપ ઠેરવવાના વિષયમાં આગળ કહેવામાં આવતા બીજા અનુવાકના આરંભનો શ્લોક પ્રમાણ છે.

**ભાવાર્થ**—હવે પાંચ અનુવાકમાં ઉંડો તથા અધ્યાત્મ વિચાર કરવામાં આવે છે. તેમાં સ્થૂલ શરીરથી લઇ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભેદ તથા તેનો સંબંધ દેખાડયો છે. એ બીજી બ્રહ્માનંદવલ્લી નામનો અધ્યાય છે તેમાં મુખ્યત્વે કરી બ્રહ્મનાજ સ્વરૂપનું નિરૂપણ થવું જોઇએ; તો પછી શા માટે અન્નમય આદિ શરીરના વિચારનો પ્રારંભ કરવામાં આવ્યો? એનો ઉત્તર એ છે કે જ્યારે ઉંડો તથા અધ્યાત્મિકમાં વિચાર કરવો એ નક્કી થયું છે ત્યારે તેનાથી બુદ્ધિ અતિ સૂક્ષ્મ થતી જાય છે તથા બુદ્ધિના સૂક્ષ્મ હોવાથીજ બ્રહ્મને જાણી શકાય છે. આ જગતની ઉત્પત્તિ, તથા પ્રલયનો બીજો કોઈ કર્ત્તા નથી, પરંતુ એક બ્રહ્મજ છે, ઈત્યાદિ

વ્યાખ્યાનથી બ્રહ્મનું જ્ઞાન થઇ શકે છે, તથા અન્ન વગેરે શબ્દ પણ બ્રહ્મના વાચક છે એ કારણથી આ અનુવાકોમાં બ્રહ્મનુંજ પ્રતિપાદન છે, અર્થાત્ કેટલેક ઠેકાણે પરંપરાથી તથા કેટલેક ઠેકાણે સાક્ષાત્ પરમેશ્વરનું વર્ણન છે. જે કારણે એ પરમેશ્વરથી આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે તે કારણ એ સર્વજ્ઞ સર્વશક્તિમાન બ્રહ્મ અનુમાનથી પ્રતીત થાય છે. અગર જો અહીંઆં સ્થૂલ શરીરમાં માથું તથા વામ ભાગ વગેરેની કલ્પનાનું વિશેષ પ્રયોજન નથી તોપણ આગળના અનુવાકમાં કહેલી ઉપમાની સાથે સરખામણી બતાવવાને માટે અહીંઆં અવયવોની કલ્પના કરવામાં આવી છે. બીજા સર્વ અંશ સ્પષ્ટ છે. આ અનુવાકમાં શંકરાચાર્ય સ્વામીએ પ્રસિદ્ધિમાં અદ્વૈતભાવ જણાવનારાં પદો ગમે તે પ્રકારે ક્લિષ્ટ કલ્પનાથી પોતાનો અદ્વૈત પક્ષ સિદ્ધ કરવાને માટે દર્શાવ્યાં છે. જેવું કે–" એ વિદ્વાન પુરુષ સર્વજ્ઞ બ્રહ્મની સાથે સર્વ ઇષ્ટ કામનાઓ પ્રાપ્ત કરે છે." એ વાકયમાં બ્રહ્મ શબ્દને સહાર્થમાં તૃતીયા વિભક્તિ છે. તથા જ્યાં સહ અર્થમાં ( सहयुक्ते. ) સૂત્રથી ત્રીજી વિભક્તિનું વિધાન કરવામાં આવ્યું છે. અહીં પ્રધાન મુખ્ય તથા અપ્રધાન એટલે ગૌણ બંને પ્રતીત થાય છે તેનાં દૃષ્ટાન્તરૂપ ઉદાહરણ એ છે કે શિષ્યની સાથે ગુરુ આવ્યા અથવા પુત્રોની સાથે પિતા ભમે છે, ઇત્યાદિ વાકયોમાં ગુરુ, શિષ્ય અથવા પિતા પુત્રાદિને કોઇ એક કહી શકતું નથી. એજ પ્રમાણે અહીંઆં પણ સર્વજ્ઞ બ્રહ્મની સાથે વિદ્વાન પુરુષ સર્વ ઇષ્ટ સુખ ભોગવે છે" ઈત્યાદિ વાકયમાં જીવ બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરવું એ ઇચ્છા માત્રના લાડુ ખાવા જેવું છે. એ કારણથી એ શંકરસ્વામીના બ્રહ્મરૂપ થયેલો વિદ્વાન્ બ્રહ્મરૂપથીજ સર્વ સુખો સાથે ભોગવે છે કિંતુ જલ સ્વરૂપ ઉપાધિથી બનેલાં જળમાં સૂર્યનાં પ્રતિબિંબની માફક સંસારી જીવ નામનો પ્રતિબિમ્બરૂપ આત્મસ્વરૂ-

પથી મુક્તિનું સુખ નહીં ભોગવે " ઇત્યાદિ પ્રકરણ વિરુદ્ધ મૂલ સાથે કોઈ પણ સંબંધ ન રાખતાં કથનપર વિદ્વાનોએ વિચાર કરવો જોઇએ તથા ખોજ કરી સત્યનું ગ્રહણ કરવું જોઇએ.

अन्नाद्वै प्रजाः प्रजायन्ते । याः काश्च पृथिवीꣳश्रिताः ।
अथो अन्नेनैव जीवन्ति । अथैनदपि यन्त्यन्ततः ।
अन्नꣳहि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्य-
ते । सर्वं वैतेऽन्नमा प्नुवन्ति । येऽन्नं ब्रह्मोपासते ।
अन्न ꣳ हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते ।
अन्नाद्भूतानि जायन्ते । जाता न्यन्नेन वर्द्धन्ते ।
अद्यतेऽत्ति च भूतानि । तस्मा दन्नं तदुच्यतइति ।
तस्माद्वा एतस्मादन्न रसमया दन्योऽन्तर आत्मा
प्राणमयः । ते नैष पूर्णः । सवा एष पुरुष विध एव ।
तस्य पुरुष विधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्राण
एव शिरः । व्यानो दक्षिणः पक्षः । अपान उत्तरः
पक्षः । आकाश आत्मा । पृथिवी पुच्छं प्रतिष्ठा ।
तदप्येष श्लोको भवति ॥

इति द्वितीयोऽनुवाकः ॥

अन्नात् । वै । प्रजाः । प्रजायन्ते । याः । काः । च । पृथि-
वीम् । श्रिताः । अथो । अन्नेन । एव । जीवन्ति । अथ । एनत् ।

अपि । यन्ति । अन्ततः । अन्नम् । हि । भूतानाम् । ज्येष्ठम् । तस्मात् । सर्वौषधम् । उच्यते । सर्वम् । वै । ते । अन्नम् । आप्नुवन्ति । ये । अन्नम् । ब्रह्म । उपासते । अन्नम् । हि । भूतानाम् । ज्येष्ठम् । तस्मात् । सर्वौषधम् । उच्यते । अन्नात् । भूतानि । जायन्ते । जातानि । अन्नेन वर्द्धन्ते । अद्यते । अत्ति । च । भूतानि। तस्मात्। अन्नम् । तत् । उच्यते । इति । तस्मात्। वै । एतस्मात् । अन्नरसमयात् । अन्यः । अन्तरः । आत्मा । प्राणमयः । तेन । एषः । पूर्णः । सः । वै । एषः । पुरुषविधः । एव । तस्य । पुरुषविधताम् । अन्वयम् । पुरुषविधः । तस्य । प्राणः । एव । शिरः । व्यानः । दक्षिणः । पक्षः । अपानः । उत्तरः । पक्षः । आकाशः । आत्मा । पृथिवी । पुच्छम् । प्रतिष्ठा । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥ २ ॥

**भावार्थः**—( **याः**, ) જે ( **काः** ) કોઇ ( **पृथिवीम्** ) પૃથિવી પર ( **श्रिताः** ) રહે છે અથવા વૃક્ષાદિ જમે છે તે સર્વ ( **प्रजाः** ) ચરાચર પ્રાણિઓ ( **अन्नत्** ) અન્નથી ઉત્પન્ન થાય છે. ( **अथो** ) તથા ( **अन्नेन** ) અન્નથી ( **एव** ) જ સર્વ પ્રાણિઓ ( **जीवन्ति** ) જીવે છે. કાંઈ પણ ખાવાનું ન મળે તો કોઇ પણ પ્રાણિ જીવી શકતું નથી. ( **अथ** ) તથા ( **अन्ततः** ) આખરે મરણ સમયે અથવા નષ્ટ થતે સમયે ( **एनत्, अपि** ) આ પૃથિવી રૂપ અન્નમાંજ ( **यन्ति** ) સર્વે પ્રાણિઓનાં શરીર લીન થાય છે. (**भूतानाम्**) ઉત્પન્ન થયેલા સર્વ મહા

થૌમાં ( अन्नम् ) અન્ન ( हि ) જ ( ज्येष्ठम् ) સર્વથી ઉત્તમ અથવા મોટું છે કારણ કે સૃષ્ટિ પ્રક્રિયામાં પ્રાણિયોની ઉત્પત્તિ પેહેલાં અન્નની ઉત્પત્તિ દેખાડવામાં આવી છે. ( तस्मात् ) ભૂખની નિવૃત્તિદ્વારા મહાન દુઃખનો નાશ કરવાવાળું અન્નજ ( सर्वौषधम् ) સર્વ દુઃખનું ઔાષધ ( उच्यते ) કહેવાય છે. ( ये ) જે પુરુષો ( अन्नम्, ब्रह्म ) અન્ન સર્વનો જીવન હેતુ હોવાથી મહાન્ ઉપકારી છે એવું માનીને ( उपासते ) તેનું સેવન કરે છે ( ते, वै ) તેજ પુરૂષો ( सर्वम्, अन्नम् आप्नुवन्ति ) સર્વ પ્રકારનું અન્ન પ્રાપ્ત કરે છે. ( अन्नम् ) અન્નજ ( भूतानाम् ) સર્વ પ્રાણિઓમાં અથવા ઉત્પન્ન થયેલ પદાર્થોમાં ( ज्येष्ठम् ) મોટું છે. ( तस्मात् ) તેથી ( सर्वौषधम् ) સર્વ ઓસડોનો સમૂહ (उच्यते) અન્ન કહેવાય છે. બીજી વારનું કથન અધિકતા તથા સમાપ્તિ દેખાડવા માટે કરવામાં આવ્યું છે. ( अन्नात् ) અન્નથી ( भूतानि ) પ્રાણિયો ( जायन्ते ) ઉત્પન્ન થાય છે. ( जातानि ) ઉત્પન્ન થઈ પ્રાણિયો ( अन्नेन ) અન્નથી ( वर्द्धन्ते ) ઉછરે છે. મનુષ્યાદિ પ્રાણિયોના ( अद्यते ) ખાવામાં જે આવે છે તેને એ નિર્વચનથી અન્ન કહેવામાં આવે છે. તથા ( भूतानि ) ઉત્પન્ન થયલાં ચરાચરને ( अत्ति ) ખાય જાય છે ( तस्मात् ) તેથી ( अन्नम् ) એ અન્ન ( तत् ) પૃથિવ્યાદિ રૂપ છે, કારણ પૃથિવીમાં સર્વ પ્રાણિઓનાં શરીર સમાઈ જાય છે. પ્રાણિઓનાં શરીરના વિકારો ખાઇને અન્ન ઉત્પન્ન થાય છે. તેમજ એ રીતે ઉત્પન્ન થયેલું અન્ન પ્રાણિઓ ખાય છે. ( तस्मात्, वै, एतस्मात्, अन्नरसमयात् ) એ પૂર્વોક્ત અન્નથી બનેલાં રસ ધાતુરૂપ સ્થૂલ શરીરથી ( प्राणमयः ) પ્રાણરૂપ ( अन्तरः, आत्मा ) અંતર આત્મા ( अन्यः ) ભિન્ન છે. ( तेन ) એ આત્મા ( एषः )

આ દેહમાં ( **पूर्णः** ) સર્વત્ર વ્યાપી રહેલો છે અર્થાત્ શરીરના દરેક ભાગમાં ભરપૂર છે. ( **सः वै** ) તે પ્રાણમય આત્મા ( **एषः** ) સૂક્ષ્મ છતાં ( **पुरुषविधः** ) શરીરના જેવા ( **एव** ) જ અવયવોવાળો છે. ( **तस्य, पुरुषविधताम्** ) તે સ્થૂલ શરીરની આકૃતિને ( **अनु** ) અનુકુળ સંચામાં નાખેલી વસ્તુની માફક (**अयम्**) આ પ્રાણમય આત્મા ( **पुरुषविधः** ) શરીરની તુલ્ય કહેવાય છે ( **तस्य** ) તેનો ( **प्राण, एवशिरः**) પ્રાણજ શિર ( **व्यानः, दक्षिणः**) વ્યાન જમણો-મુખ્ય (**पक्षः** ) ભાગ છે કારણુ કે વ્યાન શરીરમાં સઘળે વ્યાપ્ત છે. ( **अपानः उत्तरः पक्षः** ) અપાન ગૌણ ભાગ છે ( **आकाशः, आत्मा** ) વચમાં રહેલો સમાન વાયુ મધ્ય છે, ( **पृथिवी, पुच्छम्, प्रातिष्ठा** ) પૃથિવીના ઉપર અપાનનો આશ્રય છે તેથી પૃથિવી પીઠ કહેવાય છે; એટલા માટે પ્રાણાત્માની સ્થિતિનો આશ્રય પૃથિવી છે. એ કારણથી જ્યારે મનુષ્ય આકાશમાં વિમાન વગેરે સાધનથી ચઢે છે ત્યારે તેને પૃથિવીની સાથે લાગેલી અપાન આકર્ષણ શક્તિ ખેંચે છે. એથી પૃથિવીજ પ્રાણાત્માની સ્થિતિનો આશ્રય હોવાથી પુચ્છસ્થાની કહેવાય છે. ( **तद्, अपि, एषः श्लोकः** ) એ ઉકત વિષયનો આગલા ત્રીજા અનુવાકનો પ્રારંભી શ્લોક પોષક છે અર્થાત્ પ્રમાણ છે.

**ભાવાર્થ**:—અચ્છી રીતે ઉપયોગમાં આણેલાં અન્નથી શરીરની સ્વસ્થતા તથા રક્ષા કરવી જોઇએ કારણ શરીરના ઠીક સ્વસ્થ તથા રક્ષિત રહેવા પરથીજ જગતની ઉત્પત્તિ સ્થીતિ તથા પ્રલય કરવા વાળોજ બ્રહ્મ છે તેની સારી રીતે ઉપાસના કરવાથી મનુષ્ય કલ્યાણનો ભાગી થઈ શકે છે. ॥ ૨ ॥

प्राणं देवा अनु प्राणन्ति । मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यते । सर्वमेवत आयुर्यन्ति । ये प्राणं ब्रह्मोपासते । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यत इति । तस्यैष एव शारीर आत्मा यः पूर्वस्य । तस्माद्वा एतस्मात् प्राणमयात् । अन्योऽन्तर आत्मा मनोमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविधः एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य यजुरेव शिरः ऋग्दक्षिणः पक्षः । सामोत्तरः पक्षः । आदेश आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥

इति तृतीयोऽनुवाकः

प्राणम् । देवाः । अनुप्राणन्ति । मनुष्याः । पशवः । च । ये । प्राणः । हि । भूतानाम् । आयुः । तस्मात् । सर्वायुषम् । उच्यते । सर्वम । एव । ते । आयुः । यन्ति । ये । प्राणम् । ब्रह्म । उपासते । प्राणः । हि । भूतानाम् । आयुः । तस्मात् । सर्वायुषम् । उच्यते । इति । तस्य । एषः । एव । शारीरः । आत्मा । यः । पूर्वस्य । तस्मात् । वै । एतस्मात् । प्राणमयात् । अन्यः । अन्तरः । आत्मा । मनोमयः । तेन । एषः । पुरुषविधः । एव ।

तस्य । पुरुषविधः । एव । तस्य । पुरुषविधताम् । अनु । अयम् । पुरुषविधः तस्य । यजुः । एव । शिरः । ऋक् । दक्षिणः । पक्षः । साम । उत्तरः । पक्षः । आदेशः । आत्मा । अथर्वाङ्गिरसः । पुच्छम् । प्रतिष्ठा । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥ ३ ॥

भाषार्थः—( देवाः ) આંખ વગેરે ઇંદ્રિયો ( प्राणम्, अनु ) પ્રાણના આશ્રયથી અથવા પ્રાણ જીવિત રહેવાથી ( प्राणन्ति ) જીવતો કે ચેતન–જોવા વગેરેની શક્તિવાળો રહે છે. ( ये ) જે ( मनुष्याः ) માણસો (च) તથા (पशवः ) પશુઓ વગેરેજ પણ જીવમાત્ર છે તે સર્વે પ્રાણના આશ્રયથી રહે છે ( प्राणः ) પ્રાણ ( हि ) જ ( भूतानाम् ) સર્વ જીવોનું ( आयुः ) આયુષ્ય છે અર્થાત્ જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાંજસુધી આવરદા છે. ( ये ) જે લોકો ( प्राणम्, ब्रह्म ) પ્રાણનેજ સર્વોપરી જીવનનો હેતુ ( उपासते ) માનીને સર્વ પ્રકારના ઉપાયોથી પ્રાણ રક્ષાનાં સાધનોનું સેવન કરે છે, ( ते ) તે લોકો ( सर्वम्, एव, आयुः ) સંપૂર્ણ આવરદા ( यन्ति ) ભોગવે છે. ( तस्मात् ) એ ઉપર કહેલાં કારણથી ( सर्वायुषम् ) પ્રાણજ આવરદા રૂપ (उच्यते) કહેવાય છે આ બે વાક્યોનો પુનર્ અનુવાદ વા પાઠ પ્રાણની વાસ્તવિક વિશેષ પ્રશંસા બતાવવાને માટે છે. ( तस्य, एषः, एव, शारीरः, आत्मा, यः, पूर्वस्य ) તે પ્રાણના શરીરની અંદર રહેવા વાળો એજ સ્વરૂપ છે જે પૂર્વે પ્રાણસ્વરૂપ બતાવી ગયા છીએ. ( तस्मात्, वै, एतस्मात्, प्राणमयात् ) તે પૂર્વે કહેલ અથવા અન્ય રીતે વર્ણવેલ પ્રાણ સ્વરૂપ આત્માથી ( अन्तरः, आत्मा ) અન્તઃકરણરૂપ આત્મા અથવા (मनोमयः) મનરૂપ આત્મા (अन्यः,) ભિન્ન છે. ( तेन ) તેથી

પણ ( **एषः, पूर्णः** ) આ શરીર પૂર્ણ વ્યાપ્ત થઈ રહેલું છે ( **सः, वै, एषः, पुरुषविधः, एव** ) તે એજ અન્તઃકરણ પણ શરીરની તુલ્ય અવયવો વાળોજ છે. ( **तस्य** ) તે શરીર તથા પ્રાણરૂપ આત્માના ( **पुरुषविधताम्** ) શરીરની આકૃતિને ( **अनु** ) અનુકુળ ( **अयम्** ) એ (**पुरुषविधः**) અંતઃકરણ શરીરની આકૃતિની બરોબર છે. (**तस्य, यजुः**) યજુ એટલે મનના સ્વરૂપને બતાવનારી વૃત્તિ એ પ્રાણનું ( **शिरः** ) શિર છે. એજ કારણથી શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કે "**मनो यजुर्वेद**" છે મતલબ મનની શ્રદ્ધારૂપ વૃત્તિ યજુ કહેવાય છે. ( **ऋक्, दक्षिणः, पक्षः** ) ઋચા નામ વાણીની તથા ઝુકેલી સ્તુતિરૂપ મનની વૃત્તિ મનોમય આત્માનો જમણો ભાગ છે. ( **साम** ) શાન્તિની અથવા ઝુકેલી જ્ઞાનનિષ્ઠ મનની વૃત્તિને સામ કહે છે. તે મનોમય આત્માનો ( **उत्तरः** ) ડાબો ( **पक्षः** ) ભાગ છે એ પ્રકારે યજુ આદિ શબ્દો અહીંઆં મનની જુદી જુદી વૃત્તિઓનાં સ્વરૂપ બતાવવાને માટે વાપરવામાં આવ્યાં છે ( **आदेशः** ) ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાં પ્રેરિત કરવી એ શિક્ષા તથા ઉપદેશરૂપ મનની વૃત્તિ મનોમય આત્માની મધ્યે છે. ( **अथर्वाङ्गिरसः** ) અહિંસા ધર્મમાં પ્રવર્તેલી અર્થાત્ દયા કૃપામય મનની વૃત્તિઓ ( **पुच्छम्, प्रतिष्ठा** ) પુચ્છસ્થાની એટલે કે પીઠપર બેસવાના જેવો આશ્રય છે. અહિંસાને પોતાનો આશ્રય કરવાથી મનોમય આત્મા શાંત થઇને ઠરે છે. તથા ઇર્ષ્યા દ્વેષાદિ હિંસાનો આશ્રય કરવાથી મનોમય આત્મા ચલાયમાન થાય છે અને ઉદ્વેગ પામે છે. ( **तत्, अपि, एषः, श्लोकः** ) એમાં પણ આગલો શ્લોક પ્રમાણ ( **भवति** ) થાય છે.

**ભાવાર્થ**:—સ્થૂલ શરીરથી લઇને આગળ સૂક્ષ્મ અથવા અત્યંત સૂક્ષ્મ પ્રાણ વગેરેનો વિચાર ચલાવવામાં આવ્યો છે એમાં સ્થૂલ શરીરના કરતાં પ્રાણમય આત્મા સૂક્ષ્મ અથવા મનોમય આત્મા તેના કરતાં પણ અતિ સૂક્ષ્મ છે એમ જ્ઞાની અથવા જિજ્ઞાસુ પુરુષે એતું જેવું જોઇએ તેવું સ્વરૂપ ક્રમમાં ધીમે ધીમે જાણવું જોઇએ ॥ ૩ ॥

**यतो वाचो निवर्त्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कदाचनेति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्मात्मनोमयात् । अन्योऽन्तर आत्मा । विज्ञानमयः । तेनैष पूर्णः । स वा एषः पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः तस्य श्रद्धैव शिरः । ऋतं दक्षिणः पक्षः सत्यमुत्तरः पक्षः । योग आत्मा । महः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ।**

**इति चतुर्थोऽनुवाकः ॥ ४ ॥**

यतः । वाचः । निवर्त्तन्ते । अप्राप्य । मनसा । सह । आनन्दम् । ब्रह्मणः विद्वान् । न । बिभेति । कदाचन । इति । तस्य । एषः । एव । शारीरः । आत्मा । यः । पूर्वस्य । तस्मात् । वा । एतस्मात् । मनोमयात् । अन्यः । अन्तरः । आत्मा । विज्ञानमयः । तेन । एषः । पूर्णः । स । वा । एषः । पुरुषविधः । एव । तस्य । पु-

रुषविधताम् । अनु । अयम् । पुरुषविधः । तस्य । श्रद्धा । एव । शिरः । ऋतम् । दक्षिणः । पक्षः । सत्यम् । उत्तरः । पक्षः। योगः। आत्मा । महः । पुच्छम् । प्रतिष्ठा । तत् । अपि । एषः। श्लोकः । भवति ।

**भावार्थः**—જે પરમાત્માને ( **अप्राप्य** ) ન મળવાથી (**मनसा**) મનની ( **सह** ) સાથે ( **वाचः** ) વાણી ( **यतः** ) આટલે પહોંચી જેની ગમથી ( **निवर्त्तन्ते** ) થાકી ને પાછી હઠી જાય છે. તે ( **ब्रह्मणः** ) બ્રહ્મના ( **आनन्दम्** ) આનંદ સ્વરૂપને ( **विद्वान्** ) વિદ્વાન પુરુષ પ્રાપ્ત કરીને ( **कदाचन** ) કદાપિ ( **न, बिभेति** ) મરણ વગેરે ભયથી ડરતો નથી. ( **तस्य, पूर्वस्य** ) તે પૂર્વોક્ત મનોમય આત્માના ( **यः, एषः** ) જે એ ( **शारीरः** ) શરીરમાં વ્યાપ્ત પરમેશ્વર છે તેજ ( **आत्मा** ) અન્તર્યામી છે. અર્થાત્ પરમેશ્વરના કરેલા નિયમોથીજ શરીરની અંદર મનોમય આત્મા સ્થિર છે. ( **तस्मात्, वै, एतस्मात् मनोमयात्** ) તે પૂર્વે કહેલ તથા અહીઆં વર્ણવેલ મનોમય આત્માથી ( **विज्ञानमयः, अन्तरः,** ) વિજ્ઞાનમય ( નિશ્ચયાત્મક વિશેષ બોધરૂપ બુદ્ધિને વિજ્ઞાન કહે છે ) અથવા વિજ્ઞાન સ્વરૂપ આત્મા ભિન્ન છે. અર્થાત્ સંકલ્પ રૂપ સામાન્ય જ્ઞાન મન તથા નિશ્ચયાત્મક વિશેષ જ્ઞાનનું નામ વિજ્ઞાન છે. તે વિજ્ઞાનના સર્વ બારીક ભેદોનો સમુદાય અથવા વિજ્ઞાનમય કોશ આત્મા સંકલ્પ વિકલ્પ જેના મનમાં થાય છે તેજ આત્મા જ્યારે વિજ્ઞાનમય દશામાં બ્રહ્મના આનંદનો અનુભવ કરી શકે છે. ( **तेन** ) તે કારણ રૂપ મનોમય આત્માની સાથે ( **एषः** ) એ વિજ્ઞાનમય આત્મા ( **पूर्णः** ) વ્યાપ્ત છે. ( **सः, वै, एषः, पुरुषविधः,**

**एव** ) એ વિજ્ઞાનમય આત્મા પણ શરીરના જેવા અવયવોવાળો છે. ( **तस्य पुरुषविधताम्** ) તે મનોમય શરીરની આકૃતિના ( **अनु** ) સરખો અર્થાત્ જેની અંદર વ્યાપ્ત હોય તેના જેવો થઈ જાય તેથી શરીરની આકૃતિ સરખો ( **अयम्** ) આ વિજ્ઞાનમય આત્મા ( **पुरुषविधः** ) શરીરની તુલ્ય છે. ( **तस्य** ) તે આત્માની ( **श्रद्धा** ) શ્રદ્ધા એ શિર–ઉત્તમાંગ છે. ( **ऋतम्** ) શાસ્ત્રની આજ્ઞાને અનુકુળ આચરણ કરવું જોઈએ,( **दक्षिणः, पक्षः** ) એવી વૃત્તિનો જમણો ભાગ ( **सत्यम्** ) મનને અનુકુળ વાણીનો વ્યાપાર કરવો જોઈએ ( **उत्तरः पक्षः** ) એવી વૃત્તિ વિજ્ઞાનમયનો ઉત્તર ભાગ છે, ( **योगः आत्मा** ) સમાધાન અથવા નિઃસંદેહ થવારૂપી વૃત્તિ મધ્યમ ભાગ છે ( **महः, पुच्छम्, प्रतिष्ठा** ) મહત્તત્વ વિજ્ઞાનમય આત્માનો પુચ્છસ્થાની એટલે કે કેડની નીચેનો ભાગ જેના આશ્રયથી હરવા ફરવા તથા બેસવાનું બની શકે છે. ( **तत्, अपि, एषः श्लोकः** ) આ વિષયમાં આગળના પાંચમા અનુવાકનાં આરંભનો શ્લોક પ્રમાણ ( **भवति** ) થાય છે.

**ભાવાર્થઃ**—મનોમય આત્મા રજો ગુણરૂપ છે એ કારણથી તેમાં સંકલ્પ વિકલ્પાદિરૂપે મુખ્યત્વે કરીને ચંચળતા રહે છે. વિજ્ઞાનમય આત્મા તેના કરતાં સારા ગુણ જે સત્વ છે તેરૂપ છે; તેથી શાન્તિ ધીરતા ગંભીરતા વગેરે ગુણરૂપે કરી તેમાં સમાધાન તથા સમાધિજ મુખ્ય છે; અર્થાત્ સમાધિ ઠીક થાય ત્યારેજ પરમાત્માનું જ્ઞાન થઈ આનન્દનો અનુભવ મળી શકે છે.

**विज्ञानं यज्ञं तनुते । कर्माणि तनुतेऽपि च । विज्ञानं देवाः सर्वे । ब्रह्म ज्येष्ठमुपासते । विज्ञानं ब्रह्म चेद्वेद ।**

तस्माच्चेन्न प्रमाद्यति । शरीरे पाप्मनो हित्वा । सर्वान् कामान् । समश्नुत इति । तस्यैषएव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्माद्विज्ञानमयात् । अन्योऽन्तर आत्माऽऽनन्दमयः । तेनैष पूर्णः स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा तदप्येष श्लोको भवति ॥

इति पञ्चमोऽनुवाकः

विज्ञानम् । यज्ञम् । तनुते । कर्माणि । तनुते । अपि । च । विज्ञानम् । देवाः । सर्वे । ब्रह्म । ज्येष्ठम् । उपासते । विज्ञानम् । ब्रह्म । चेत् । वेद । तस्मात् । चेत् । न प्रमाद्यति । शरीरे । पाप्मनः । हित्वा । सर्वान् । कामान् समश्नुते । इति । तस्य । एषः । एव । शारीरः । आत्मा । यः । पूर्वस्य । तस्मात् । वै । एतस्मात् । विज्ञानमयात् । अन्यः । अन्तरः । आत्मा । आनन्दमयः । तेन । एषः । पूर्णः । सः । वै । एषः । पुरुषविधः । एव । तस्य । पुरुषविधताम् । अनु । अयम् । पुरुषविधः । तस्य । प्रियम् । एव । शिरः । मोदः । दक्षिणः । पक्षः । प्रमोदः । उत्तरः । पक्षः । आ-

नन्दः । आत्मा । ब्रह्म । पुच्छम् । प्रतिष्ठा । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥ ९ ॥

**भावार्थः**—( **विज्ञानम्** ) નિશ્ચયાત્મક જ્ઞાન અથવા બુદ્ધિ ( **यज्ञम्** ) વિધિયજ્ઞ અગ્નિહોત્રાદિ અથવા ધ્યાન યોગ બ્રહ્મયજ્ઞાદિનો ( **तनुते** ) વિસ્તાર કરે છે અર્થાત્ વિજ્ઞાન રૂપ સાધનથી મનુષ્ય યજ્ઞ કરે છે. અહીંઆં કારણની પ્રધાનતામાં કર્ત્તાને અધ્યહાર રાખવાથી કરણજ કર્ત્તા બની ગયું છે. મનનું કામ માત્ર સંકલ્પ વિકલ્પ કરવાનું છે; અને જ્યાં સુધી સંકલ્પ વિકલ્પ રહે છે ત્યાં સુધી કર્મોનો આરંભ થઈ શકતો નથી પરંતુ નિશ્ચયરૂપ વિજ્ઞાન થયા બાદજ યજ્ઞાદિ કર્મોનો આરંભ થઇ શકે છે. ( **अपि, च** ) વળી નિશ્ચયાત્મક બુદ્ધિથીજ ( **कर्माणि, तनुते** ) કર્મ કરવામાં આવે છે ( **सर्वे, देवाः** ) જેમ સર્વ વિદ્વાન લોક ( **विज्ञानम्** ) વિજ્ઞાન સ્વરૂપ ચેતન માત્ર ( **ज्येष्ठम्** ) સૃષ્ટિના આરંભમાં સહુથી પહેલાં પ્રકટ થયેલ ( **ब्रह्म** ) બ્રહ્મની ( **उपासते** ) ઉપસના કરે છે તેમજ મનુષ્ય ( **विज्ञानम्** ) વિજ્ઞાન સ્વરૂપ ( **ब्रह्म** ) બ્રહ્મને ( **चेत्** ) જો ( **वेद** ) જાણે છે તથા ( **तस्मात्** ) તેને માનવાના ઉપાયથી ( **चेत्** ) જો ( **प्रमाद्यति** ) પ્રમાદ ( **न** ) ન કરે, બ્રહ્મજ્ઞાનના ઉપાય યોજવામાં ભૂલ ચૂક ન કરે તો ( **शरीरे** ) શરીરમાં ચાલુ ( **प्राप्मनः** ) દુઃખ જેનું મૂળ છે એવાં પાપમાંથી ( **हित्वा** ) મુક્ત થઇ ( **सर्वान्** ) સર્વ ( **कामान्** ) અભિષ્ટ ફળના ભોગો ( **अश्नुते** ) ભોગવે છે અથવા પ્રાપ્ત કરે છે. ( **यः** ) જે વિજ્ઞાનમય આત્મા છે ( **सः, एषः, एव** ) તે એજ ( **तस्य** ) તે ( **पूर्वस्य** ) પુર્વોક્ત મનોમય આત્માના ( **शारीरः** ) શરીરમાં વ્યાપ્ત ( **आत्मा** ) આત્મા છે ( **तस्मात्, वै, एतस्मात् विज्ञानमयात्** ) તે પૂર્વોક્ત વિજ્ઞાનમય

આત્માથી ( **अन्तरः आनन्दमयः, आत्मा** ) આનન્દમય અંતર આત્મા ( **अन्यः** ) ભિન્ન છે. ( **तेन** ) તે વિજ્ઞાનમય આત્માથી (**एषः, पूर्णः** ) એ આનન્દમય આત્મા વ્યાપ્ત છે. ( **सः, वै, एषः** ) તેજ આ આનન્દમય આત્મા ( **पुरुषविधः, एव** ) શરીરના જેવા અવયવોવાળોજ છે. ( **तस्य** ) તે વિજ્ઞાનમય આત્માની ( **पुरुषविधताम्, अनु**) શરીરની આકૃતિને અનુકુળ અર્થાત્ વિજ્ઞાનમય રૂપ સાંચામાં ઢળેલો હોવાથી ( **अयम्, पुरुषविधः** ) એ આનન્દમય આત્મા પુરુષના જેવી શરીરાકૃતિવાળો છે ( **तस्य** ) તે આનંદમયનું ( **प्रियम्** ) ઈષ્ટ મિત્રાદિના દર્શનથી ઉત્પન્ન થવાવાળો પ્રેમ ( **एव,** ) જ ( **शिरः**) શિરઃસ્થાની એટલે માથું મુખ્ય અંગ છે. (**मोदः, दक्षिणः, पक्षः**) અત્યન્ત પ્રેમીનો મેળાપ થવાથી ઉત્પન્ન થતો હર્ષ જમણો ભાગ છે ( **प्रमोदः, उत्तरः, पक्षः** ) પ્રેમીના મેળાપથી થનારી અધિક પ્રસન્નતા ડાબો ભાગ છે. ( **आनन्दः आत्मा** ) આનન્દ મધ્ય ભાગ છે. ( **पुच्छम्, प्रतिष्ठा ब्रह्म** ) આનન્દમય આત્મા અથવા શરીરનો પુચ્છસ્થાની હેતુ બ્રહ્મ છે અર્થાત્ સર્વોપરિ આનન્દ બ્રહ્મમાં રેહે છે. ( **तत् अपि, एषः, श्लोकः भवति** ) તે આનન્દ સ્વરૂપ કહેવાવાળા છઠ્ઠા અનુવાકને આરંભે એ શ્લોક પણ પ્રમાણ છે.

**ભાવાર્થઃ**—સમાધિ દશામાં મનુષ્ય આનન્દ સ્વરૂપમાં સ્થિર થઇ ઠરે છે ત્યારેજ આનન્દના સ્વરૂપનો ઠીક ઠીક અનુભવ થાય છે; આવે પ્રકારે અન્નરસમય આદિ પાંચ આત્મા છે તેમાં આનન્દમયને સર્વથી સૂક્ષ્મ જાણવો જોઇએ. ॥ ५ ॥

**असन्नेव स भवति । असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद । सन्तमेनं ततो विदुरिति । तस्यैष**

एव शारीर आत्मा । यः पूर्वस्य । अथातोऽनुप्रश्नाः । उताविद्वानमुं लोकं प्रेत्य । कश्चन गच्छति ३ । आहो विद्वानमुं लोकं प्रेत्य । कश्चित्समश्नुताऽ३ उ । सोऽकामयत । बहुस्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इद७ सर्वमसृजत । यदिदं किञ्च । तत्सृष्ट्वा । तदेवानुप्राविशत् । तदनुप्रविश्य । सच्च त्यच्चाभवत् । निरुक्तञ्चानिरुक्तञ्च । निलयनञ्चानिलयनञ्च । विज्ञानञ्चविज्ञानञ्च । सत्यमभवत् । यदिदं किञ्च । तत्सत्यमित्याचक्षते । तदप्येष श्लोको भवति ॥

इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

असन् । एव । सः । भवति । असत् । ब्रह्म । इति । वेद । चेत् । अस्ति । ब्रह्म । इति । चेत् । वेद । सन्तम् । एनम् । ततः । विदुः । इति । तस्य । एषः । एव । शारीरः । आत्मा । यः । पूर्वस्य । अथ । अतः । अनुप्रश्नाः । उतः । अविद्वान् । अमुम् । लोकम् । प्रेत्य । कश्चन । गच्छति । आहो । विद्वान् । अमुम् । लोकम् । प्रेत्य । कश्चित् । समश्नुते । इति । सः । अकामयत् । बहु । स्याम् । प्रजायेय । इति । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा । इदम् । सर्वम् । असृजत् । यत् । इदम् । किम् । च । तत् । सृष्ट्वा ।

तत् । एव । अनुप्राविशत् । तत् । अनुप्रविश्य । सत् । च । त्यत् । च । अभवत् । निरुक्तम् । च । अनिरुक्तम् । च । निलयनम् । च । अनिलयनम् । च । विज्ञानम् । च । अविज्ञानम् । च । सत्यम् । च । अनृतम् । च । सत्यम् । अभवत् । यत् । इदम् । किम् । च । तत् । सत्यम् । इति । आचक्षते । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥ ६ ॥

**भाषार्थः**—( **चेत्** ) જે કોઈ પુરુષ ( **असत्, ब्रह्म,** ) બ્રહ્મ નથી ( **इति** ) એવું ( **वेद** ) જાણે છે ( **सः** ) તે મનુષ્ય ( **असन्** ) અશ્રેષ્ટ અથવા નહી જેવો ( **एव** ) જ ( **भवति** ) થાય છે, તથા જે પુરુષ (**ब्रह्म, अस्ति**) બ્રહ્મ છે (**इति**) એવું (**चेत्** ) જો ( **वेद** ) જાણે તો ( **ततः** ) તે કારણે ( **एनम्** ) એ બ્રહ્મજ્ઞાની પુરુષને (**सन्तम्** ) સન્ત એવા શબ્દથી વિદ્વાન લોક (**इति**) શ્રેષ્ઠ (**विदुः**) જાણે છે અથવા સન્ત કહે છે. (**तस्य, पूर्वस्य** ) તે આગળ કહેલ વિજ્ઞાનમય આત્માના ( **एषः, एव, शारीरः** ) એજ વિજ્ઞાનમય શરીરમાં વ્યાપ્ત અન્તર્યામી છે, ( **यः** ) કે જે આનન્દ સ્વરૂપ કહેવાય છે. ( **अथ** ) હવે ( **अतः** ) આચાર્યના કથન થયા બાદ આગળ કહેવામાં આવતા (**अनुप्रश्ना**) પ્રશ્નો શિષ્ય તરફથી ઉત્પન્ન થાય છે. ( **उत** ) કે ( **कश्चन** ) કોઈ ( **अविद्वान्** ) મુર્ખ માણસ પણ ( **प्रेत्य** ) મરી ગયા પછી ( **अमुम्** ) આ ( **लोकम्** ) લોકમાં ( **गच्छति** ) જઈ શકે છે. ( કે કોઇ મુર્ખ માણસ પણ મરી ગયા પછી જાણવા યોગ્ય પરોક્ષ લોક જે પરમેશ્વર તેને પ્રાપ્ત થાય છે અર્થાત્ મુકત થઇ શકે છે? ) (**आहो**) અરે આચાર્ય ( **कश्चित्** ) કોઇ ( **विद्वान्** ) વિદ્વાન માણસ (**प्रेत्य**) મરી ગયા બાદ

( **अमुम् लोकम्** ) પરમાર્થ સંબંધી સુખ ( **समश्नुते** ) ભોગવી શકે છે? આમાં ઉત્તરપક્ષનો મુખ્ય આશય અથવા સિદ્ધાંતજ એજ છે કે (**सः**) વિદ્યમાનતાની સાથે પ્રતિપાદન કરવામાં આવેલ પરમેશ્વર સૃષ્ટિના આરંભમાં ( **अकामयत** ) સંસારને રચવાના પ્રકારનું અનુસન્ધાન કરતો હતો. પ્રલય અવસ્થામાં જીવાત્માનાં શરીર ન હોવાથી કાર્ય કરવામાં સામર્થ્ય રહેતું નથી તેમજ અવ્યક્ત જડ કારણ ક્રિયા અને સંખ્યાદિ રહિત હોવાથી ગણનામાં આવતાં નથી. અર્થાત્ જે વસ્તુનું હોવું એકસરખુંજ હોવાથી અભાવ ગણી શકાય છે એથી જીવાત્મા, તેમજ જડ કારણનો પરમેશ્વરની આધીનતામાં અભાવ સરખો માનીને એક પરમેશ્વરજ માનવામાં આવ્યો છે. ( **बहुस्याम्, प्रजायेय** ) હું મારી પોતાની શક્તિરૂપી કારણથી બહુ પ્રકારનો થાઉં અને આ સર્વ જડ કારણને અનેક પ્રકારનું ઉત્પન્ન કરૂં. સ્વ તથા સ્વામીમાં ભેદ નથી એવાં વિવેચનથી આ સર્વ કથન છે. જેમ રાજાની સેના તથા શસ્ત્ર ઓર કોશાદિ ( ખજાનો વગેરે ) સર્વ રાજાનું "સ્વ" અથવા સામર્થ્ય છે સર્વની સાથેજ રાજા એક સમજવામાં આવે છે, એજ પ્રકારે જડ કારણ ( પ્રકૃતિ ) તથા જીવાત્મા સર્વ ઈશ્વરને આધીન હોવાથી તેની શક્તિ છે. તથા પ્રધાન અને અપ્રધાનના સંબંધમાં પ્રધાનનુંજ ગ્રહણ થાય છે તેથી પણ કેવળ ઇશ્વરનુંજ ગ્રહણ કરવામાં આવ્યું છે. ( **सः** ) તે ઈશ્વરે ( **तपः** ) સમાધિ દશામાં જ્ઞાન ( **अतप्यत** ) ફેલાવ્યું. ( **सः** ) તેણેજ ( **तपः** ) જ્ઞાને કરીને ( **तप्त्वा** ) સર્વનું અનુસંધાન કર્યું અને ( **यदिदम्, किम्, च** ) જે આ કાંઇ પ્રત્યક્ષમાં અનુભવાય એવું જગત્ છે તેણે ( **इदम्, सर्वम्** ) આ સર્વ ( **असृजत** ) રચ્યું છે. ( **तत्, सृष्ट्वा** ) એ સર્વ રચીને ( **तदेव** )

એ સર્વ ચરાચર જગતમાં ( **अनुप्राविशत्** ) વ્યાપ્ત રહ્યો. ( **तत् अनुप्रविश्य** ) તેમાં પ્રવેશ કરીને જગતને બે પ્રકારનું બનાવ્યું ( **सच्च** ) વિદ્યમાન પ્રત્યક્ષ અથવા સ્થૂલ ( **त्यच्च** ) અવિદ્યમાન પરોક્ષ અથવા નિરાકાર સુક્ષ્મ ( **निरुक्तम्** ) જેનાં રૂપ, રંગ કે પરિણામ આદિનું વર્ણન કરી શકાય કે આવું છું તેને નિર્વચનીય કહે છે ( **अनिरुक्तम्** ) જેના રૂપ, રંગ આદિનું વર્ણન ન કરી શકીએ તેને અનિર્વચનીય ( **निलयनम् , च** ) કોઈના આશ્રયથી ઠરવાવાળાં પૃથિવી ઘટાપટાદિ ( **अनिलयनम् च** ) બીજાનો પોતે આધાર, પોતાને આશ્રય રહેવાવાળા આકાશાદિ ( **विज्ञानम् , च** ) ચેતન ( **अविज्ञानम्, च** ) જડ ( **सत्यम्** ) રૂપાંતરને પ્રાપ્ત ન થવા વાળાં આકાશાદિ નિત્ય અથવા શાસ્ત્રને અનુકુળ ધર્મ ( **यदिदम्, किम्, च** ) જે આ કાંઈ છે તે ઉકત પ્રકારે બબે રીતે ( **अभवत्** ) પ્રાપ્ત થયું જેની અંદર રહેલ આ સર્વ બે પ્રકારનું જગત છે તે પરમાત્માજ ( **सत्यम्** ) સત્ય ( **अभवत्** ) થયો. સત્ તથા ત્યત્ શબ્દો મળીને સત્ય શબ્દ બનવાથી તે પરમાત્માને ( **सत्यम् , इति** ) સત્ય છે એવું ( **आचक्षते** ) કહે છે કારણ કે તેમાં સત્ ઓર ત્યત્ શબ્દનો સઘળો અર્થ રહે છે ( **तत्, अपि, एषः, श्लोकः,** ) આગળ સાતમા અનુવાકના આરંભનો શ્લોક આ ઉકત વિષયનું પ્રતિપાદન કરવામાં પ્રમાણરૂપ ( **भवति** ) થાયછે.

**ભાવાર્થઃ**—આ અનુવાકમાં "અસત્" લઇ બ્રહ્મના હોવા અથવા ન હોવાપણાનાં પ્રતિપાદનથી સંશય ઉત્પન્ન થાય છે કે બ્રહ્મ છે કે નહીં ? જે વિદ્વાન બ્રહ્મ છે એવું જાણે છે અર્થાત્ બ્રહ્મના હોવાપણાનો યથાર્થ અનુભવ કરેછે તેને બીજા વિદ્વાન લોક સન્ત કહે છે અથવા જાણે છે અર્થાત્ લોકમાં "સન્ત" એ શબ્દ બ્રહ્મજ્ઞાનિ

યેનોજ વાચક છે કિન્તુ અનેક લોક ખાખ લગાવવા અથવા જટા રાખવાવાળા વગેરે બગલા ઠગોને પણ સન્ત કહે યા માને છે તે મિથ્યા છે. આ કથનથી બ્રહ્મનો અસ્તિત્વ એ પક્ષ ઓર વિદ્વાનોનો જ્ઞાતૃત્વ એ પક્ષજ શ્રેષ્ઠ છે. જેમ અગ્નિના તપવાથી પ્રકાશ થઇ જાય છે તેમજ સૃષ્ટિના આરમ્ભમાં પરમાત્મા રચનાના પ્રકારનું સમાલોચન કરે છે તેની પાછળ પ્રકાશ ઉત્પન્ન થવાના સમયપર પરમેશ્વર તપ કરે છે અથવા તાપયુકત થાય છે એવું કહે છે. આનેજ અનુસરતું મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે પ્રલયની પછી વિના વિલંબે સ્વયમેવ પ્રકાશ સ્વરૂપ પોતે પ્રગટ થયો. આ પ્રકારે પ્રકાશ અર્થાત્ તપ કરીને સર્વ ચરાચર જગતને પરમેશ્વરે બનાવ્યું એ સિદ્ધાંત છે એણે જગતના બે ભેદ કર્યા. તેમજ આ સર્વ જગત્ ઉત્પન્ન કરી સર્વ વ્યાપ્ત થયો. સર્વ ચરાચર નિત્ય કે અનિત્યમાં એકરસ કૂટસ્થ રહે છે એ કારણથી સદા નિર્વિકારી હોવાથી તથા સર્વ સત્–સ્થૂલ, ત્યત્–સૂક્ષ્મનો આધાર હોવાથી એ પરમેશ્વર સત્ય કહેવાય છે.

असद्वा इदमग्र आसीत । ततो वै सदजायत । तदात्मानꣳस्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति । यद्वै तत्सुकृतम् । रसो वै सः। रसꣳह्येवायं लब्ध्वानन्दी भवति को ह्येवान्यात् कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति । यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयने भयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयं गतो भवति । यदा ह्येवैष एत-

स्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति । तत्त्वेव भयं विदुषोऽमन्वानस्य । तदप्येषः श्लोको भवति ॥

इति सप्तमोऽनुवाकः ॥

असत् । वै । इदम् । अग्रे । आसीत् । ततः । वै । सत् । अजायत । तत् । आत्मानम् । स्वयम् । अकुरुत । तस्मात् । तत् । सुकृतम् । उच्यते । इति । यत् । वै । तत् । सुकृतम् । रसः । वै । सः । रसम् । हि । एव । अयम् । लब्ध्वा । आनन्दी । भवति । कः । हि । एव । अन्यात् । कः । प्राण्यात् । यत् । एषः । आकाशः । आनन्दः । न । स्यात् । एषः । हि । एव । आनन्दयाति । यदा । हि । एव । एषः । एतस्मिन् । अदृश्ये । अनात्म्ये । अनिरुक्ते । अनिलयने । अभयम् । प्रतिष्ठाम् । विन्दते । अथ । सः । अभयम् । गतः । भवति । यदा । हि । एव । एषः । एतस्मिन् । उत । अरम् । अन्तरम् । कुरुते । अथ । तस्य । भयम् । भवति । तत् । तु । एव । भयम् । विदुषः । अमन्वानस्य । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥७॥

**ભાષાર્થ:**—( **अग्रे** ) આ સૃષ્ટિની પૂર્વે ( **इदम्** ) આ પ્રત્યક્ષથી અનુભવમાં આવે છે તે ( **असत्, वै** ) નહીં હતું અર્થાત્ તેનો અભાવ ( **आसीत्** ) હતો. મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે ( **आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम्** । પ્રલયકાળમાં આ સર્વ જગત્ અજ્ઞાત ચિન્હરહિત અન્ધકાર રૂપ હતું. ) જગતનો અભાવ

હતો પરંતુ જગતના ઉપાદાન કારણનો અભાવ નહોતો. પ્રલય કાળમાં જે ઉપાદાન કારણ હતું તેમાંથી આ જગત્ પ્રકટ થયું અને સૃષ્ટિને અંતે જગત્ પાછું ઉપાદાન કારણમાં વિરામ પામશે એમ મૂળ ઉપાદાન કારણનાં રૂપાન્તરો થયા કરે છે. અને તેથી સૂક્ષ્મ અથવા અવ્યક્ત દશામાં આ જગતમાં હતું એટલે આ દૃશ્ય જગતનો અભાવ હતો એમ. કહેવામાં આવ્યું છે. ( ततः वै ) ત્યાર પછી ( सत् ) સ્થૂલ એટલે આ• સાંપ્રત દશામાં ( अजायत् ) વિધમાન થયું. (तत्) તે કેવું એ કહેવામાં આવે છે; એ પરમેશ્વરે સ્થૂલ જગતની ઉત્પત્તિ પેહેલાં સૃષ્ટિના આરંભમાં (आत्मानम्) પોતાના આત્માને ( स्वयम् ) પોતેજ સૃષ્ટિ રચવાને માટે (अकुरुत) પ્રકટ કર્યો ( तस्मात् ) તે કારણથી ( तत् ) એ પરમેશ્વર (सुकृतम्) પોતાના કર્ત્તા પોતેજ છે ( इति) એમ ( उच्यते ) વિદ્વાન લોકો સ્વકૃત ને ઠેકાણે સુકૃત કહે છે ( यत्, वै, सुकृतम् ) જે પુણ્યજ સ્વરૂપ છે ( सः ) તેજ ( वै, रसः ) તૃપ્તિના હેતુ રસની તુલ્ય આનન્દ આપવાવાળો છે ( अयम् ) આ જીવાત્મા ( रसम्, हि, एव ) એજ ઉક્ત પ્રકારનો રસ (लब्ध्वा) પીને (आनन्दी) આનન્દી ( भवति) થાય છે કે જેવો આનન્દ અથવા સુખ બીજાં કોઇ પણ સાધનથી મળતાં નથી કારણ એ પરમેશ્વરજ આનન્દ સ્વરૂપ છે. ( एषः, एव, हि, आनन्दयाति) એ કારણથી એની સાથે યોગ અથવા મેળ કરનારને આનન્દ આપે છે. (यत्, एषः, आकाशः) જો એ નિરાકાર પ્રકાશમાન આનન્દ સ્વરૂપ પરમેશ્વર ( न, स्यात् ) ન હોય તો ( कः, हि, एव ) કોણ? ( कः ) કોણ ( प्राण्यात् ) પોતાના સંબંધી ( अन्यात् ) જીવવાની ચેષ્ટા કરે તથા પ્રાણક્રિયા કરે ? અર્થાત્ કોઈ નહીં, એ પ્રાણોનો પણ પ્રાણ અને જીવનનું પણ જીવન તથા મૃત્યુનું પણ મૃત્યુ છે. ( यदा )

જ્યારે ( **हि, एव** ) જ એ જીવાત્મા ( **एतस्मिन्** ) એ ( **अदृश्ये** ) અદૃશ્ય-નિવિકાર, ( **अनात्म्ये** ) શરીર રહિત, જેની આકૃતિ કે રુપ રંગાદિ કહી શકાતાં નથી એવા ( **अनिलयने** ) તથા જે નિરાશ્રય તથા સર્વાધાર છે એવા બ્રહ્મની વચમાં ( **अभयम्** ) ભયવિના ( **प्रतिष्ठाम्** ) સ્થિતિને ( **विन्दते** ) પ્રાપ્ત થાય છે. (**अथ**) ત્યારેજ (**अभयंगतः**) એ પુરુષ મુકિત પામ્યો એટલે નિર્ભય ( **भवति** ) થાય છે. ( **यदा, हि, एव,**) જ્યારેજ ( **एषः** ) એ જીવાત્મા ( **एतस्मिन्** ) આ બ્રહ્મની અંદર ( **उत्** ) અથવા એના જ્ઞાનના ઉપાયના અનુષ્ઠાનમાં ( **अरम्** ) થોડું પણ (**अन्तरम्**) ન કરવાનું કરે અથવા અતિકાલ કરે ( **अथ** ) ત્યારેજ ( **तस्य** ) એ જીવાત્માને ( **भयम्** ) જન્મ મરણ ( **भवति** ) પ્રાપ્ત થાય છે. ( **अमन्वानस्य** ) બ્રહ્મજ્ઞાનથી રહિત ( **विदुषः** ) અન્ય સર્વ વિષય જાણતા હવા વિદ્વાનનો ( **तत्, तु, एव** ) બ્રહ્મજ્ઞાન ન હોવું એજ (**भयम्**) ભયરૂપ જાણવું જાઇએ. ( **तत्** ) એ વિષયમાં (**अपि**) પણ ( **एषः श्लोकः** ) આગળ આઠમાં અનુવાકની શરૂઆતનો શ્લોક ( **भवति** ) પ્રમાણ થાય છે.

**ભાવાર્થ**:—બ્રહ્મજ અવ્યકત અતિસૂક્ષ્મ કારણરૂપે આ જગતને બનાવે છે તેમજ સ્વયં રચનાથી અલગ આનન્દસ્વરૂપ રહે છે તેથી એને વિદ્વાન લોક સર્વજ્ઞ અથવા સર્વ શક્તિમાન કહે છે જે એને જાણવા માટે નિરંતર યત્ન કરે છે તેજ નિર્ભય નિઃશંક આનન્દ સ્વરૂપ થાય છે. જો એના જ્ઞાનના ઉપાયમાં ભૂલ અથવા પ્રમાદ કરે તો પરમ આનન્દ ન પામતાં જગતમાં વારંવાર જન્મ મરણમાં પડી રહે છે.

भीषाऽस्माद्वातः पवते। भीषोदेति सूर्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च। मृत्युर्धावति पञ्चम इति। सैषानन्दस्य मीमांसा भवति। युवा स्यात्साधुयुवाध्यायकः। आशिष्ठो द्रढिष्ठो बलिष्ठः। तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात्। स एको मानुष आनन्दः। ते ये शतं मानुषा आनन्दाः। स एको मनुष्यगन्धर्वणामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं मनुष्यगन्धर्वाणामानन्दाः। स एको देवगन्धर्वणामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं देवगन्धर्वणामान्दाः। स एकः पितॄणां चिरलोकलोकानामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं पितॄणां चिरलोकलोकानामानन्दाः। स एक आजानजानां देवनामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतमाजानजानां देवानामानन्दाः। स एकः कर्मदेवानां देवानामानन्दः। ये कर्मणा देवानपि यन्ति। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं कर्मदेवानां देवानामानन्दाः। स एको देवानामानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतं देवानामानन्दाः। स एक इन्द्रस्यानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। ते ये शतमिन्द्रस्यानन्दाः। स एको बृहस्पतेरानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य।

ते ये शतं बृहस्पतेरानन्दाः । स एकः प्रजापतेरानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं प्रजापतेरानन्दाः स एको ब्रह्मण आनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । स यश्चायं पुरुषे यश्चासावादित्ये । स एकः । स य एवं-वित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसंक्रामति । एतं प्राणमयमात्मानमुपसंक्रामति । एतं मनोमयमात्मानमुपसंक्रामति । एतं विज्ञानमयमात्मानमुपसंक्रामति । एतमानन्दमयत्मानमुपसंक्रामति । तदप्येषः श्लोको भवति ॥ ॥

इत्यष्टमोऽनुवाकः ॥

भीषा । अस्मात् । वातः । पवते । भीषा । उदेति । सूर्यः । भीषा । अस्मात् । अग्निः । च । इन्द्रः । च । मृत्युः । धावति । पञ्चमः । इति । सा । एषा । आनन्दस्य । भीमाꣳसा । भवति । युवा । स्यात् । साधुयुवा । अध्यायकः । आशिष्ठः । द्रढिष्ठः । बलिष्ठः । तस्य । इयम् । पृथिवी । सर्वा । वित्तस्य । पूर्णा । स्यात् । सः । एकः । मानुषः । आनन्दः । ते । ये । शतम् । मानुषाः । आनन्दाः । सः । एकः । मनुष्यगन्धर्वणाम् । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । मनुष्यगन्धर्वाणाम् । आ-

नन्दाः । सः । एकः । देवगन्धर्वणाम् । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । देवगन्धर्वणाम् । आनन्दाः । सः । एकः । पितृणाम् । चिरलोकलोकानाम् । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । पितृणाम् । चिरलोकलोकानाम् । आनन्दाः । सः । एकः । आजानजानाम् । देवानाम् । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । आजानजानाम् । देवानाम् । आनन्दाः । सः । एकः । कर्मदेवानाम् । देवानाम् । आनन्दः । ये कर्मणा । देवान् । अपि । यन्ति । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । कर्मदेवानाम् । देवानाम् । आनन्दाः । सः । एकः । देवानाम् । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । देवानाम् । आनन्दाः । सः । एकः । इन्द्रस्य । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । इन्द्रस्य । आनन्दाः । सः । एकः । बृहस्पतेः । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । बृहस्पतेः । आनन्दाः । सः । एकः । प्रजापतेः । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । ते । ये । शतम् । प्रजापतेः । आनन्दाः । सः । एकः । ब्रह्मणः । आनन्दः । श्रोत्रियस्य । च । अकामहतस्य । सः । यः । च । अयम् । पुरुषे । यः । च । असौ । आदित्ये । सः । एकः । सः । यः । एवंवित् । अस्मात् ।

लोकात् । प्रेत्य । एतम् । अन्नमयम् । आत्मानम् । उपसंक्रामति । एतम् । प्राणमयम् । आत्मानम् । उपसंक्रामति । एतम् । मनोमयम् । आत्मानम् । उपसंक्रामति । एतम् । विज्ञानमयम् । आत्मानम् । उपसङ्क्रामति । एतम् । आनन्दमयम् । आत्मानम् । उपसङ्क्रामति । तत् । अपि । एषः । श्लोकः । भवति ॥ ८ ॥

**भावार्थः**—આની પહેલાંના અનુવાકમાં બ્રહ્મનેજ ભયનો હેતુ કહેવામાં આવ્યો છે. એ કારણથી પ્રથમ તે વાતનું સ્પષ્ટી કરણ કરવું જોઇએ. ( **अस्मात्** ) આ પરમેશ્વરની ( **भीषा** ) બીકથી ( **वातः** ) પવન ( **पवते** ) સર્વને પવિત્ર કરે છે, અથવા પોતાનું કાર્ય નિયમ પૂર્વક ચલાવે છે. ( **भीषा** ) તેમજ બીકથી ( **सूर्यः**) સૂરજ (**उदेति**) ઉગે છે ( **अस्मात्** ) તથા આ પરમેશ્વરની ( **भीषा**) બીકથી (**अग्निः, च** ) ભૌતિક અગ્નિ તથા ( **इन्द्रः, च** ) વિદ્યુતરૂપ અગ્નિ પોતાપોતાના કામો કરે છે તથા ( **पञ्चमः** ) પાંચમો ( **मृत्युः** ) કાળ ( મોત ) પણ ભાગી જાય છે; અર્થાત્ જેના ઉપર પરમેશ્વરની પૂર્ણ કૃપા થાય છે તેને મૃત્યુ પણ કંઇ કરી શકતું નથી; તથા અન્ય પદાર્થો પણ પરમેશ્વરના નિયમાનુસાર કામ આપે છે, એવો અર્થ ચકારોથી નીકળે છે જ્યારે જડ પદાર્થો પણ ઈશ્વરના નિયમથી વિરુદ્ધ નહિ ચાલે તો જે વિદ્વાન લોકો એ પરમેશ્વરથી વિરુદ્ધ થાય છે તેને ભય કેમ ન પ્રાપ્ત થાય ? ( **सा** ) તે ( **एषा** ) આ ( **आनन्दस्य** ) આ જગતનું તથા બ્રહ્મસંબંધી આનંદનું ( **मीमांसा** ) શાસ્ત્રીય વિવેચન ( **भवति** ) કરવામાં આવે છે. આ પ્રકરણમાં સંસારી સ્થૂલ આનંદથી લઇ સૂક્ષ્મમાં સૂક્ષ્મ આનંદ અર્થાત્ ઉત્તમમાં ઉત્તમ પર્યંત આનંદનો વિચાર કરવામાં

આવ્યો છે ( **आशिष्ठः** ) રાજા અથવા સ્વામી બનીને લોક પ્રજાને ઉત્તમ રીતિએ ઉત્તમ પ્રકારની શિક્ષા દેવાવાળા અર્થાત્ જેની આજ્ઞાને લોકપ્રજા માથે ચઢાવે, ( **द्रढिष्ठः** ) માનસિક વિચાર તેમજ શરીરસંબન્ધી કાર્યોમાં અતિદ્રઢ નિશ્ચલ કે ધર્માદિ કાર્યો સિદ્ધ કરવામાં કદી પણ પાછી પાની કરતા નથી; અર્થાત્ શરીર રહો કિંવા નષ્ટ હોજાવ પરંતુ કાર્ય કરવામાં પાછા ન હઠે ( **बलिष्ठः** ) અત્યંત બળવાન શરીરની ઉન્નતિ કરવાવાળા ( **साधुयुवा** ) જુવાનીમાં પણ સારાં નિર્મળ આચરણ રાખવાવાળા ( **अध्यायकः** ) સાધારણ પ્રકારે વેદાદિશાસ્ત્રો પણ ભણ્યા હોય એવા કોઈ જુવાન પુરુષ હોય તો ( **तस्य** ) તેવા ઉક્ત પુરુષને ( **इयम्** ) આ ( **पृथिवी, सर्वा** ) આ સઘળી પૃથિવી ( કે જ્યાં લગી તેનું રાજ્ય હોય ) સુખ ભોગવવાનાં (**वित्तस्य,** અહીં ત્રીજી વિભક્તિના અર્થમાં છઠ્ઠી છે ) સાધનોથી ભરપૂર રહો. અર્થાત્ પૂર્વોક્ત ગુણ સંપન્ન રાજાના આખા રાજ્યનાં સર્વ પ્રાણિયો તેને માટે સુખનાં સાધનોનું ઉપાર્જન કરે પણ પ્રજાનું કોઇ મનુષ્ય કડવી નજરે તેને ન જુએ, તે રાજાને આ ઉપલી સામગ્રીઓ મળવાથી જે આનંદ થાય છે ( **सः** ) તે ( **एकः** ) એક જાતનો ( **मानुषः** ) મનુષ્ય સંબંધી ( **आनन्दः** ) આનંદ છે અર્થાત્ સાધારણ લૌકિક પુરુષોને માટે એ એક મોટો આનન્દ છે ( **ये** ) જે ( **ते** ) એ ( **शतम्** ) સો (**मानुषाः** ) મનુષ્યસંબંધી ( **आनन्दाः** ) આનંદ એકત્ર કરવામાં આવે તો ( **सः, एकः, मनुष्यगन्धर्वाणाम्, आनन्दः** ) મનુષ્યોમાં જે વાણીની વિદ્યામાં કુશળ અર્થાત્ ગાયન વિદ્યામાં પ્રવીણ હોય છે તે મનુષ્ય ગન્ધર્વ કહેવાય છે. ગન્ધર્વ નામ–ગો—વાણી ધારણ કરવાવાળા અથવા ધર્મ વિરુદ્ધ રુચિ રહિત કુટિલવાણીને નષ્ટ કરવાવાળા સમ્પ્ર-

જ્ઞાત સમાધિના જેવી ગાયન વિદ્યામાં એકાગ્રચિત્ત કરીને આસક્ત થાય છે અર્થાત્ ધર્મ ઔર ઈશ્વરાદિ વિષયનું યથાર્થ રૂપે વિધિપૂર્વક ગાયન પણ અસંપ્રજ્ઞાત સમાધિમાં અંતર્ગત છે, તેથી તેમાં સોગણો આનંદનો અનુભવ થાય છે. ( **च** ) તેમજ (**अकामहतस्य**) કામ પર જે આસકત ન થયો હોય એવા ( **श्रोत्रियस्य** ) વેદપાઠીને પણ સો ગણો આનન્દ થાય છે. અહીંઆં કામની આસક્તિથી અલગ હોવું એ વિશેષતા છે એવા સાધારણ વેદપાઠથી એવો આનન્દ થઈ શકતો નથી. ( **ते, ये, शतम्, मनुष्यगन्धर्वाणाम्, आनन्दाः** ) જે એ મનુષ્ય ગન્ધર્વોના સો આનન્દ છે તે ( **देवगन्धर्वणाम्** ) જેની વાણીમાં અસત્ય ભાષણાદિ દોષ છુટી ગયા એવા પુણ્યાત્મા પરીક્ષક દેવનામના વિદ્વાનોમાં જે ગન્ધર્વ છે કે જેની સર્વોત્તમ ગાયન વિદ્યામાંજ નિષ્ઠા છે તે દેવગન્ધર્વના ( **सः एकः आनन्दः** ) એક આનન્દ બરાબર છે. ( **श्रोत्रियस्य, च, अकामहतस्य** ) કામાસક્તિ રહિત વેદપાઠીને પણ તેવોજ આનન્દ થાય છે. ( **ते, ये,** ) તે એ ( **देव गन्धर्वाणाम्** ) દેવ ગન્ધર્વના ( **शतम्** ) સો ( **आनन्दाः** ) આનન્દ એકત્ર કરવામાં આવે તો ( **सः एकः** ) તેવો એક (**आनन्दः**) આનંદ ( **चिरलोकलोकानाम्, पितृणाम्** ) પિતૃનામના વિદ્વાનોને પ્રાપ્ત થાય છે કે જે વિદ્વાન્ ઘણો લાંબો કાળ વ્યતીત થાય ત્યાં સુધી સમાધિથી થવાવાળા અનુભવ કરવા લાયક આનન્દને પ્રાપ્ત થાય છે તે માનસ–પુણ્યકર્તા મનના દોષથી મુક્ત માનસ વિચારમાં તત્પર વિદ્વાનો ચિરલોકલોક પિતૃ કહેવાય છે. ( **ते, ये, शतम्, चिरलोकलोकानाम्, पितृणाम्, आनन्दाः** ) જે એ અધિક આનંદ ભોગવનાર પિતૃઓના સો આનંદ એકઠા કરવામાં આવે તો ( **सः, एकः, आनन्दः** ) તે એક

આનંદ ( **देवानाम्** ) એ વિદ્વાનોને પ્રાપ્ત થાય છે કે જે વિશેષ કરી ( **आजानजानाम्** ) જન્મથીજ પૂર્વ જન્મ સંબંધી બુદ્ધિની વિચિત્રતાએ લોકમાં વિશેષ પ્રસિદ્ધ તથા કીર્તિવાન્ થયા છે તેના સમુદાયમાં ઉત્પન્ન થયા હોય ને આગલા જન્મમાં કરેલાં શુભ કર્મોના યોગે આ જન્મમાં ઉંચી પદ્વીએ ચઢયા હોય એવા વિદ્વાનોની જે ગણનામાં આવે છે તેવા પુરુષો આજાનજ કહેવાય છે. ( **ते, ये, शतम् आनन्दाः** ) એ જે સો આનંદ ( **आजानजानाम्, देवानाम्** ) આજાનજ નામના વિદ્વાનોના એકઠા કરવામાં આવે એવો (**सः, एकः, आनन्दः**)તે એક આનન્દ ( **कर्मदेवानाम्, देवानाम्** ) પૂર્વજન્મના કર્મોથીજ વિદ્વાનોને મળે છે. ( **ये** ) જે પુરુષો ( **कर्मणा** ) ચાલુ જન્મમાં ઉત્તમ સમુદાયમાં ઉત્પન્ન થઈને પણ સારાં કર્મો કરવાથી ( **देवान्** ) વિદ્વાનોની ( **अपियन्ति** ) પદવીએ ચઢે છે તેઓ ( **ते, ये, शतम्, कर्मदेवानाम्, देवानाम्, आनन्दाः** ) એ જે કર્મ દેવનામના વિદ્વાનોના સો આનંદ એકઠા કરવામાં આવે એવો ( **सः एकः** ) એક ( **आनन्दः** ) આનંદ ( **देवानाम्** ) એ વિદ્વાનોને પ્રાપ્ત થાય છે, કે પિતા માતાની પરંપરાથીજ જનમ્યા ત્યારથી બુદ્ધિ તથા વિદ્યા સંબંધી સુખોમાં ઉછરી સ્વયં સિદ્ધ વિદ્વાન છે ( **ते, ये, शतम्, देवानाम् आनन्दाः** ) જે એ પૂર્વોક્ત વિદ્વાનોના સો આનંદ એકઠા કરવામાં આવે ( **सः एकः** ) એવો એક ( **आनन्दः** ) આનંદ ( **इन्द्रस्य** ) એ ઇન્દ્ર નામના રાજર્ષિને પ્રાપ્ત થાય છે કે જે રાજર્ષિ વિદ્વાનોમાં પણ ક્ષત્રીધર્મને પ્રાધાન્યમાં રાખનારાવાળા વિદ્વાનોમાં પણ બુદ્ધિની પ્રધાનતાથી પ્રધાન સભાપતિ રાજાના સરખો અધિકારી ( શાસક ) છે. ( **ते, ये, शतम्, इन्द्रस्य, आनन्दाः** ) જે એ પૂર્વોક્ત ઇન્દ્ર નામના વિદ્વાનના

સો આનંદ એકઠા કરવામાં આવે તો ( **सः एकः** ) તેનો એક ( **आनन्दः** ) આનન્દ ( **बृहस्पतेः** ) બૃહસ્પતિ નામના વિદ્વાનને પ્રાપ્ત થાય છે કે જે બૃહસ્પતિ ઇન્દ્રાદિ નામના સર્વ પ્રકારના વિદ્વાનોનો પણ ગુરૂ કહેવાય છે ને જે સર્વ વિદ્યાઓના અગાધ આશયમાં પાર ઉતરી ગયા હોય કે જેની ઉપર બીજો કોઈ પણ મનુષ્ય થઈ શકતો નથી. વિદ્વાન મનુષ્યોની વિદ્વતાની એ પરિસીમા છે. (**ते, ये, शतम्, बृहस्पतेः आनन्दाः**) એવા બૃહસ્પતિ નામના વિદ્વાનના સો આનંદ એકઠા કરવામાં આવે ( **सः, एकः,** ) એવો એક ( **आनन्दः** ) આનન્દ ( **प्रजापतेः** ) પરમેશ્વરને પ્રાપ્ત થાય છે કે જે પ્રજા નામ સર્વ સૃષ્ટિનું રક્ષણ કરનાર સ્વામી હોવાથી પ્રજાપતિ કહેવાય છે. અર્થાત્ સૃષ્ટિની વર્ત્તમાન દશામાં જગત્‌ની સ્થિતિ ધારણ કરવામાં તત્પર રહેલ છે. (**ते, ये, शतम्, प्रजापतेः आनन्दाः** ) એ જે પ્રજાપતિ નામના ઇશ્વરના સો આનંદ એકત્ર કરવામાં આવે તો ( **सः एकः ब्रह्मणः, आनन्दः** ) એવો એક આનંદ એ બ્રહ્મ નામના પરમાત્માને પ્રાપ્ત છે, કે જે બ્રહ્મ જગત્‌ની પ્રલય દશામાં પોતાના સ્વરૂપમાં સમાધિસ્થ રહે છે; એકજ વસ્તુ કાર્ય તથા અવસ્થાએ જૂદી જૂદી હોવાથી ભિન્ન બતાવવામાં આવી છે. આ અનુવાકમાં (**श्रोत्रियस्य, चा कामहतस्य**) એ વાકય દશ બાર વાર લખવામાં આવ્યું છે તેમાં પ્રત્યેક આગળ આગળના શ્રોત્રિય વેદ પાઠીને સોગણા આનન્દની પ્રાપ્તિ થવામાં નિષ્કામ અથવા વિરકત હોવાની ન્યુનાધિકતા જાણવી જોઇએ. જેમ કોઇ એક વેદપાઠી કામ ભોગ અથવા લાભની ઇચ્છાથી ન પીડાતાં સુખ ભાગી થાય છે, તેના કરતાં વધારે જે અકામહત હોય તે સોગણો સુખી થાય છે એ પ્રમાણે આગળ પણ જાણવું જોઇએ. પ્રજાપતિ તથા બ્રહ્મ નામના

પરમેશ્વરને જે બે પ્રકારનો આનંદ દેખાડવામાં આવ્યો છે, તેની સાથે પણ વિરક્ત વેદનું અધ્યયન કરનાર પુરુષના આનંદની સરખામણી દેખાડવામાં આવી છે. તેનું કારણ એ છે કે મુક્ત પુરુષ તદાકાર વૃત્તિમાં હોવાથી. પરમેશ્વર સંબંધી પૂર્ણ આનંદનો અનુભવ કરી શકે છે. પરંતુ તે સ્થિતિએ પહોંચવાનું કારણ વૈરાગ્યની ઉત્તમ કોટીજ છે અર્થાત્ જે વિરક્ત દશાની સર્વોપરી કોટી સુધી પહોંચી ગયો છે તે મુક્ત પુરુષ જાણવો તેમજ તેનેજ પરમાત્માની તુલ્ય આનંદ મળે છે. (सः) એવો ( यः, अयम् ) જે એ પરોક્ષ પરમેશ્વર ( पुरुषे ) પુરુષ નામના શરીરમાં વ્યાપ્ત ( यः, च, असौ, आदित्ये ) જે એ પોતાના પ્રકાશ સ્વરૂપમાં વર્તમાન છે અર્થાત્ જે આ સંસારની ઉત્પત્તિ સ્થિતિમાં અવસ્થિત છે તેજ પ્રકાશમય પોતાના સ્વરૂપમાં પ્રલય દશામાં પણ વર્તમાન છે, કિન્તુ તેમાં અવસ્થા અથવા ક્રિયાનો ભેદ હોવા છતાં પણ બાળપણ જુવાની કે ઘડપણના જેવાં સ્વરૂપનો ભેદ હોય છે એવું કોઈએ માનવું નહીં. એ કારણથી ( सः, एकः ) તે એક છે એમ કહેવામાં આવ્યું છે ( सः, यः ) જે ( एवम् ) આમ ઉપર કહ્યા પ્રમાણે ( वित् ) જાણે છે તે ( अस्मात् ) આ ( लोकात् ) લોકમાંથી ( प्रेत्य ) મરી. જઈ ( एतम् ) આ ( अन्नमयम् ) અન્નમય ( आत्मानम् ) આત્માને ( उपसंक्रामति ) સારી રીતે છોડી દઈ તેમનાથી દૂર થાય છે. उप+सं×क्रामति=उपसंक्रामति=सं એટલે સમ્યક્ સારી રીતે, क्रम એટલે છોડી દેવું. એ પ્રમાણે આ અનુવાકમાં પ્રથમમાં જે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય આત્માઓ કહેવામાં આવ્યા છે તેમનો ઉપર પ્રમાણે બ્રહ્મજ્ઞાની ત્યાગ કરી દૂર થઈ જાય છે. કેમકે બીજા અર્થની સંગતિ લાગી શકતી નથી. જો કે પોતાના વિજ્ઞાન

તથા આનંદના ગુણુનો ત્યાગ મુક્તિમાં પણ કોઇ કરતું નથી. અથવા જો કરે તો આત્માજ કેમ રહે કારણ કે વિજ્ઞાન અથવા આનંદનો ગુણ જે પદાર્થમાં નથી તે પદાર્થ જડ માનવામાં આવે છે, અને વિ-જ્ઞાન અથવા આનંદ જાય તો એ પ્રમાણે આત્મા પણ જડ થઇ જાય તથાપિ પ્રાણ તથા અન્નરૂપ આત્માનો મુખ્ય સંબંધ સ્થૂલ શરીરની સાથે રહે છે તેજ પ્રમાણે સ્થૂલ શરીર સંબંધી નૈમિત્તિક વિજ્ઞાન તથા આનંદનો ત્યાગ મુક્તિ દશામાં કરવો ઠીકજ છે. ( **तत्, अपि** ) એ વિષયનો પણ ( **एषः, श्लोकः** ) પ્રતિપાદક નવમા અનુવાકમાં આરં-ભનો શ્લોક ( **भवति** ) પ્રમાણ રૂપ થાય છે.

**ભાવાર્થઃ**—આ અનુવાકમાં આનંદસ્વરૂપ બ્રહ્મનાં વ્યાખ્યાનનો પ્રારંભ કરવામાં આવ્યો છે. અહીંઆં મનુષ્ય અથવા વિદ્વાન્ વગેરેના આનંદની ન્યુનાધિકતા દેખાડવાથી પરમાત્મા સંબંધી આનંદની સર્વો-પરી વિશેષતા કે ઉત્તમતા સાબીત કરવામાં આવી છે. આ મનુષ્યા-દિમાં જેને માટે સમસ્ત પૃથિવી સુખભોગનાં સાધન ધન વગેરેથી જો ભરપુર હોય તો એ ધન સંબંધી પહેલામાં પહેલા આનંદને એક નાનામાં નાનો માનવામાં આવ્યો છે. ધનસંબંધી આનંદ અગર જો સંસારમાં સર્વોપરી મનાય છે તો પણ શાસ્ત્ર અને જ્ઞાનની આગળ એ સર્વથી તુચ્છ છે. એજ કારણથી માન્યનાં પાંચ સ્થાનોમાં ધનને સ-ઉથી નાનું માનવધર્મશાસ્ત્રમાં કહ્યું છે તથા વિદ્યાને સઉની ઉપર માન-વામાં આવી છે એ ધનના આનંદ કરતાં જે ગાન વિદ્યાના ઠીક ઠીક મર્મ જાણી કરી એકાગ્રચિત્તે ગાનમાં લાગી રહે છે તેને સો ગણો આનંદ થાય છે. કારણ કે એ પણ સમ્પ્રજ્ઞાત સમાધિનો એક પ્રકાર અનુભવે છે એ ગાન વિદ્યામાં એ ભેદ છે જે લોકો પરમાત્મા સંબંધી

ગાયન વિદ્યાની છેક છેલી ટોચ પર પહોંચ્યા હોય તે દેવગન્ધર્વ કહેવાય છે. તેને મનુષ્યગન્ધર્વોના કરતાં સો ગણો અધિક આનંદ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે પિતૃ શબ્દથી લઇ આગળ વિદ્યાસંબંધી આનન્દની ન્યૂનાધિકતા દેખાડવામાં આવી છે. આ અનુવાકમાં વપરાયલા મનુષ્યગન્ધર્વ વગેરે શબ્દ અધિકારના વાચક છે; અર્થાત્ પ્રતિષ્ઠિત કે વિશેષ સુખી જનોની વિશેષ સંજ્ઞા તરીકે વપરાયા છે; તેમજ વિદ્વાનોના પેટા ભાગમાં પિતૃ વગેરે પણ અધિકારીઓનાં નામ છે. સમાધિમાં મળતા આનન્દનો ભોગ કરનાર વિદ્વાન પુરુષોમાં સર્વ પ્રકારના આનંદની આખર સીમાએ પહોંચેલો બ્રહ્મધર્મી બૃહસ્પતિ કહેવાય છે અને ક્ષત્ર સંબંધી આનન્દની છેલી સીમાએ પહોંચેલો ક્ષત્રધર્મી ( રાજપુત ) ઈન્દ્ર કહેવાય છે. માણસોમાં આથી ઉપર બીજો કોઇ આનન્દ નથી, પરમાત્મામાં એ પ્રકારનો આનન્દ અવસ્થાના ભેદથી થાય છે. પ્રજાનું પાલન કરવામાં પરમેશ્વરને જે આનન્દ છે. તેથી સો ગણો આનન્દ પ્રલયદશામાં સમાધિસ્થ થયાબાદ એ પરમેશ્વરને રહે છે તાત્પર્ય એ છે કે એ પરમેશ્વરના આનન્દની અવધિ બતાવી શકઇ નહી કારણ કે એ પોતે અનન્ત આનન્દસ્વરૂપ છે તો એનો આનન્દ પણ અવશ્ય પારવિનાનો છે ત્યારે આ આનન્દને ન્યુનાધિક દેખાડવાનું પ્રયોજન એ છે કે બ્રહ્મ પ્રાપ્તિ રૂપ મુકિતની દશામાં અમને કેવો અથવા કેટલો આનન્દ થાય છે તેનો ખ્યાલ અથવા પ્રકાર અમને દેખાડવામાં આવ્યો છે જો અનન્ત આનન્દ થવો એ કદી કહી જઈએ તો પણ બહુ આનન્દોની સરખામણી બતાવ્યાવિના મોક્ષાનંદને માટે એવો બોધ અથવા ઉત્કંઠા થઇ શકતી નથી. આ સૃષ્ટિના કર્ત્તાપણાના ભાવે અથવા નિષ્ક્રિયભાવે પરમેશ્વરને ન્યુનાધિક આનંદ દેખાડવાનો આશય એ છે

જે દશામાં બ્રહ્મની ઉપાસના મુમુક્ષુ લોક કરે છે તે દશાના જેવો ન્યુનાધિક આનંદ થાય છે. કાર્યકારણ જગતની સાથે પરમેશ્વરના સંબંધની અપેક્ષા છોડી દઇ નિષ્ક્રિય નિર્ગુણ બ્રહ્મની ઉપાસના મુમુક્ષુને સઉથી વધારે આનંદ આપે છે. એ બતાવવાને માટે આનંદનું તારતમ્ય દેખાડવામાં આવ્યું છું.

यतो वाचो निवर्त्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चनेति । एतꣳह वाव न तपति । किमहꣳसाधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मानꣳस्पृणुते । उभे ह्येवैष एते आत्मानꣳस्पृणुते । य एवं वेद । इत्युपनिषत् ॥ ९ ॥

इति नवमोऽनुवाकः

यतः । वाचः । निवर्तन्ते । अप्राप्य । मनसा । सह । आनन्दम् । ब्रह्मणः । विद्वान् । न । बिभेति । कुतः । चन । इति । एतम् । ह । वाव । न । तपति । किम् । अहम् । साधु । न । अकरवम् । किम् । अहम् । पापम् । अकरवम् । इति । सः । यः । एवम् । विद्वान् । एते । आत्मानम् । स्पृणुते । उभे । हि । एव । एषः । एते । आत्मानम् । स्पृणुते । यः । एवम् । वेद । इति । उपनिषत् ॥ ९ ॥

**भाषार्थः**—( **अप्राप्य** ) જે પરમેશ્વરને પ્રાપ્ત ન થતાંજ ( **मनसा** ) મનની ( **सह** ) સાથે ( **वाचः** ) વાણી ( **यतः** ) તે પરમેશ્વર તરફથી ( **निवर्त्तन्ते** ) પાછી હઠી જાય છે અર્થાત્ સંકલ્પ વિકલ્પ જેમાં થાય છે એવાં મન તથા વાણીની ગતિ પરમેશ્વર સુધી પહોંચતી નથી. ( **ब्रह्मणः, आनन्दम्, विद्वान्** ) વિદ્વાન પુરુષ બ્રહ્મનું એ આનન્દ સ્વરૂપ પ્રાપ્ત કરી ( **कुतश्चन** ) કોઇનાથી ( **न, बिभेति** ) ડરતો નથી. અર્થાત્ સર્વ આનન્દ સ્વરૂપ પૂર્વોક્ત પુરુષ આનન્દની છેક છેલ્લી ઉત્તમ સીમા પર રહેતા પરમાત્માને જાણે છે તથા આનન્દ સ્વરૂપનોજ દરેક ક્ષણે અનુભવ કરે છે એ પુરુષ મુક્તિ દશામાં સ્થૂલ શરીર તથા એના સાથી ગુણકર્મોને છોડી દઈ અગ્નિમાં બળી મરવાના અથવા પાણીમાં ડુબી મરવાના કાર્યરૂપી ભયના હેતુથી કદી ડરતો નથી પરંતુ હમેશાં આનન્દ સ્વરૂપમાં રહે છે ( **इति** ) એમ, ( **एतम्** ) આ, પૂર્વોક્ત આનન્દ સ્વરૂપ જીવન્મુક્ત પુરુષને ( **ह, वा,** નિશ્ચયપણું બતાવવાને માટે વાપરવામાં આવ્યા છે ) વિષય સંબંધી સુખ ભોગવવાની અભિલાષા કદાપિ કોઇ પણ પ્રકારે ( **न, तपति** ) દુઃખ દઈ શકતી નથી, કારણ કે એ દેખે છે કે ( **किम्** ) શું ( **अहम्** ) મેં ( **साधु** ) સારાં કર્મો ( **न, अकरवम्** ) નથી કર્યાં ? ( **किम्** ) શું ( **अहम्** ) મેં ( **पापम्** ) પાપ ( **अकरवम** ) કર્યું છે ( **इति** ) એમ આગળ કરેલાં કર્મોનું એ સ્મરણ કરે છે; અર્થાત્ એ કહે છે કે મેં સર્વ કર્મો શ્રેષ્ઠ કર્યાં છે પરંતુ કાંઇ પણ પાપ કર્યાં નથી કે જે મારા આનન્દમાં આવી વિઘ્ન કરે. ( **एवम्** ) એ પ્રમાણે ( **सः, यः, विद्वान्,** ) એ વિદ્વાન ( **एते** ) એ બંને સારાં નરસાં કર્મો મારે માટે દુઃખના હેતુ નથી ( **आत्मानम्** ) આત્માને એટલે પોતાને ( **स्पृणुते** ) પ્રસન્ન રાખે છે ( **उभे, एते,**

हि, एव ) આજ બંને પાપ પુણ્યજ મુખ્ય છે તેમાંથી એકનું સેવન તથા બીજાનો ત્યાગ કરવો જોઇએ તે મેં કર્યું છે એવું માનીને (एषः) તે પુરુષ (आत्मानम् स्पृणुते) પરમેશ્વરનું સેવન કરે છે કે (यः, एवम्, वेद ) જે આ ઉપર કહ્યા પ્રમાણે પરમેશ્વરને જાણે છે; અર્થાત્ જે તેને આનન્દસ્વરૂપ નથી જાણતો તે તેનું સેવન પણ કરી શકતો નથી; (इति ) એ પ્રમાણે ( उपनिषत् ) બ્રહ્મવિદ્યા અથવા ઉપનિષત્ છે.

ભાવાર્થઃ—જેમ પાણી પીને તરસ્યો માણુસ તરસના દુઃખથી બચી જાય છે તેમ સર્વથા આનન્દ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થાય છે તે પુરુષના સર્વ દુઃખ છુટી જાય છે. પ્રથમ સંપૂર્ણ પ્રકારે સર્વ રીતે વિરકત થાય છે તે વૈરાગ્યની આખર સીમાએ પહોંચ્યો હોય ત્યારેજ પુર્ણાનન્દસ્વરૂપ પરમેશ્વરને પ્રાપ્ત થઈને સંપૂર્ણ આનન્દનો અનુભવ કરે છે. તે સમયે પાપનું સેવન તથા પુણ્યનો ત્યાગ સંસારી મનુષ્યની પેઠે મુકત પુરુષને દુઃખી કરી શકતાં નથી કારણ કે પહેલાંના સર્વ કર્મો સારાં છે તથા વર્ત્તમાનમાં તે કાંઈ કરતો નથી.

ब्रह्मविदिदमयमिदमेकविꣳशतिरन्नादन्नरसमयात्प्राणो-
व्यानोऽपान आकाशः पृथिवी पुच्छꣳ षड्विꣳश-
तिः प्राणं यजुर्ऋक् सामादेशोऽथर्वाङ्गिरसः पुच्छं द्वात्रि-
ꣳशतिर्यतः श्रद्धर्त्तꣳ सत्ययोगो महोऽष्टादश विज्ञानं
प्रियं मोदः प्रमोद आनन्दो ब्रह्मपुच्छं द्वाविꣳशतिरसन्ने-
वाथाष्टाविꣳशतिरसत् षोडश भीषाऽस्मान्मानुषो मनुष्य
गन्धर्वाणां देवगन्धर्वाणां पितृणाम् चिरलोकलोकानामा-
जानजानां कर्मदेवानां ये कर्मणा देवानामिन्द्रस्य बृहस्पतेः

प्रजापतेर्ब्रह्मणः स यश्च सङ्क्रामत्येकपञ्चाशद्यतः कुतश्चनैतमेकादश नव ॥

सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥

ओं शान्तिः शान्तिः शान्तिः ॥

ब्रह्मविद्या एवं वेदेत्युपनिषत्

इति ब्रह्मानन्दवल्ली ॥

આની આગળ ( ब्रह्मविदिदम् ) ઇત્યાદિ પાઠ છે એ સઘળું બ્રહ્માનન્દવલ્લીની સમાપ્તિમાં સઘળા અનુવાકોની સૂચીરૂપ છે; તથા વાકય વગેરેની ગણના દર્શાવવામાં આવી છે કે જેથી કાંઇ વધ ઘટ ન: થઇ શકે. ( ब्रह्मवित् ) થી આ વલ્લીના પ્રથમ અનુવાકનો આરંભ થાય છે અને તેમાં એકત્રીસ વાકય છે. ( अन्नात् ) થી લઇ બીજો અનુવાક ચાલે છે જેમાં છત્રીશ વાકય છે. ( प्राणम् ) થી શરૂ ત્રીજા અનુવાકમાં यजुर्ऋक्सामदेशोथर्वाङ्गिरसः पुच्छम् વગેરે બાવીશ વાકયો છે यतः થી શરૂ થતા ચોથા અનુવાકમાં श्रद्धार्तम् सत्यये-गोमहः વગેરે અરાઢ વકયો છે. विज्ञानम् થી શરૂ થતા પાંચમાં અનુ વાકમાં आनन्दोब्रह्म पुच्छम् વગેરે બાવીસ વાકયો છે. (असन्नेव) થી શરૂ થતા છઠ્ઠા અનુવાકમાં અઠ્ઠાવીસ વાકયો છે. ( असद्वा ) થી શરૂ થતા સાતમા અનુવાકમાં સોળ વાકય છે; તથા भीषाऽस्माद् થી શરૂ થતા ઉપર ગણાવેલાં વાકયવાળા અનુવાકમાં પચાશ વાકયો છે; અને यतः થી શરૂ થતા कुतश्चनैतम् વાકયવાળા નવમાં અનુવાકમાં અગ્યાર વાકયો છે. આવી પરિગણના બતાવવાને માટેજ આ પીઠ છે.

---

# अथ भृगुवल्ली प्रारभ्यते ॥

भृगुर्वै वारुणिः । वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तस्मा एतत्प्रोवाच । अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति । तꣳहोवाच । यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥

इति प्रथमोऽनुवाकः ॥

भृगुः । वै । वारुणिः । वरुणम् । पितरम् । उपससार । अधीहि । भगवः । ब्रह्म । इति । तस्मै । एतत् । प्रोवाच । अन्नम् । प्राणम् । चक्षुः । श्रोत्रम् । मनः । वाचम् । इति । तम् । ह । उवाच । यतः । वा । इमानि । भूतानि । जायन्ते । येन । जातानि । जीवन्ति । यत् । प्रयन्ति । अभिसंविशन्ति । तत् । ब्रह्म । इति । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा ॥ १ ॥

**भावार्थः**—( **वारुणिः** ) વરુણનો પુત્ર ( **भृगुः,** ) ભૃગુ નામનો ઋષિ ( **पितरम्** ) પોતાના પિતા ( **वरुणम्** ) વરુણની ( **वै, उपससार** ) પાસે નક્કી વિચારની સાથે ગયો; ( અહીંઆં વરુણનો પુત્ર

એવું વિશેષણ એટલા માટે આપવામાં આવ્યું છે કે મનુ વગેરેના પુત્ર બીજા ભૃગુઓને સમજવામાં આવે નહીં.) જઈને (इति) એવું બોલ્યો કે (भगवः) હે ભગવન્ (ब्रह्म) બ્રહ્મનું સ્મરણ અથવા જ્ઞાન (अधीहि) મને કરાવો. ત્યારે (अन्नम्, प्राणम्, चक्षुः, श्रोत्रम्, मनः; वाचम्) અન્ન, પ્રાણ, આંખ, કાન, મન, અને વાણિ (इति) એટલાં (एतत्) એ સર્વ બ્રહ્મ છે એમ (तस्मै) ભૃગુને વરુણના પિતા એ (प्रोवाच) કહ્યું. (तम्) ભૃગુને (ह, उवाच) પાછાં સમજાય તેવાં બ્રહ્મનાં લક્ષણ કહ્યાં કે જે અન્ન વગેરેમાં પણ સામાન્ય પ્રકારે ઘટી શકે છે. (वै=એ નક્કીપણું બતાવવા હમેશાં વાપરવામાં આવે છે). (वा) ઔર (यतः) જે કારણરૂપમાંથી (इमानि) આ સર્વ પ્રત્યક્ષ નજરે પડતાં (भूतानि) પ્રાણિઓ (जायन्ते) ઉત્પન્ન થાય છે. (येन) સાધકરૂપ, સર્વના આધાર અથવા સર્વનું પોષણ કરનારની સહાયતાથી (जातानि) ઉત્પન્ન થયલાં પ્રાણિઓ (जीवन्ति) જીવી રહે છે. (यत्) જેમાં (प्रयन्ति) પ્રલય થાય ત્યારે લીન થાય છે અથવા (अभिविशन्ति) જેમાં સર્વ પ્રવેશ કરી રહે છે. જેના ભયથી આ સઘળાં પ્રાણિઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય થાય છે (तत्) તેજ બ્રહ્મ છે. (तत्) તેને (विजिज्ञासस्व) જાણો (इति) એ પ્રમાણે કહ્યું; તે સાંભળી (सः) તે ભૃગુએ (तपः) બ્રહ્મને જાણવાને માટે તત્કાળ કરવા યોગ્ય (अतप्यत) તપરૂપી ઉદ્યોગ કર્યો. (सः) તે ભૃગુએ (तपः) તપ કરીને અન્નને બ્રહ્મ જાણ્યું એ પ્રકારનો આગળના વાકય સાથે સંબંધ છે.

**ભાવાર્થ:**—આ વલ્લીના આરંભમાં બ્રહ્મને જાણવા માટે પોતાના પિતાને પ્રશ્ન કર્યો કે મારા સાંભળવામાં આવ્યુ છે કે જેને જાણવાથી

જીવ દુ:ખમાંથી છુટી જાય છે ને મુક્તિ પામે છે તે બ્રહ્મ શું વસ્તુ છે. આવું પુછ્યાપરથી વરુણે પોતાના પુત્રને ક્રમવાર બ્રહ્મ સમજાવવા માટે સાધનો સહિત બ્રહ્મનો ઉપદેશ કર્યો; અગર જો અન્ન વગરે વસ્તુ બ્રહ્મ નથી તોપણ અન્નાદિ અર્થાત્ શરીર વગેરેએ કરીને બ્રહ્મને જાણી શકાય છે એ કારણથી શિષ્યની બુદ્ધિની પરીક્ષા કરવા માટે પહેલાં અન્ન વગેરે બ્રહ્મ છે એમ બતાવ્યું; તથા આ પહેલા અનુવાકમાં બ્રહ્મનાં જે લક્ષણ કહ્યાં તે સાપેક્ષ તથા સામાન્ય હોવાથી અન્ન વગેરેમાં પણ ઘટી શકે છે; એટલાજ માટે આગળ ગયલા અનુવાકોમાં પહેલાં પહેલાં સાપેક્ષ અન્ન વગેરે વસ્તુને બ્રહ્મ ન બતાવતાં નિરપેક્ષ નિત્ય તથા નિરામયને બ્રહ્મ બતાવ્યો છે. એજ પ્રકારે સારો બોધ થઇ શકે છે તેજ કારણથી ક્રમે ક્રમે ઉપદેશ કરવામાં આવ્યો છે પરંતુ સાક્ષાત્ નહીં. શિષ્યની બુદ્ધિપર બોજો નાંખીને સમજાવવું તથા તેની પાસે કહેડાવવું સ્થૂલ વસ્તુઓનો તેમજ ક્રમથી સૂક્ષ્મ સૂક્ષ્મનો ધીરે ધીરે ખ્યાલ અણાવવો પણ સઘળું સાથે નહીં એવો આશય છે.

अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । अन्नेन जातानि जीवन्ति । अन्नं प्रयन्त्याभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ २ ॥

इति द्वितीयोऽनुवाकः ॥

अन्नम् । ब्रह्म । इति । व्यजानात् । अन्नात् । हि । एव । खलु । इमानि । भूतानि जायन्ते । अन्नेन । जातानि । जीवन्ति । अन्नम् । प्रयन्ति । अभिसंविशन्ति । इति । तत् । विज्ञाय । पुनः । एव । वरुणम् । पितरम् । उपससार । अधीहि । भगवः । ब्रह्म । इति । तम् । ह । उवाच । तपसा । ब्रह्म । विजिज्ञासस्व । तपः । ब्रह्म । इति । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा ॥ २ ॥

**भाषार्थः**—આગળ કહી ગયા પ્રમાણે ( **तपः** ) ભૃગુએ બ્રહ્મજ્ઞાનને માટે તપરૂપી સાધન અથવા ઉપાયનું ( **तप्त्वा** ) સેવન કરી ( **अन्नम्** ) અન્ન ( **ब्रह्म** ) બ્રહ્મ છે ( **इति** ) એમ ( **व्यजानात्** ) જાણ્યું. ( **खलु** ) ખરેખર ( **अन्नात्, हि**=જ ) અન્નથીજ ( **इमानि** ) આ ( **भूतानि** ) સર્વ પ્રાણિયો ઉત્પન્ન થાય છે ( **जातानि** ) ઉત્પન્ન થયલાં પ્રાણિયોનાં શરીર ( **अन्नेन** ) અન્નથીજ જીવે છે; જો ભોજનને માટે અન્ન ન મળે તો કોઇ જીવતું રહેતું નથી. ( **अन्नम्** ) અન્ન એટલે પૃથિવી વગેરેમાં પ્રતિદિન મરી ગયા બાદ સર્વ પ્રાણિયોનાં શરીર ( **प्रयन्ति, अभिसंविशन्ति** ) લીન થઇ જાય છે ( **इति** ) એમ જાણ્યું ( **तत्** ) આવાં લક્ષણવાળાં અન્નનેજ બ્રહ્મ ( **विज्ञाय** ) જાણીને પણ મનમાં સંદેહ લાગવા માંડ્યો તેથી ( **पितरम्** ) પોતાના પિતા ( **वरुणम्** ) વરુણની પાસે ( **पुनः, एव** ) પાછો ( **उपससार** ) ગયો અને ( **भगवः** ) હે ભગવન્ ! ( **ब्रह्म** ) બ્રહ્મનાં સ્વરૂપનું ( **अधीहि** ) જ્ઞાન મને કરાવો ( **इति** ) એમ ભૃગુ બોલ્યો. ( **तम्** ) તેને ( **ह, उवाच** ) વરુણપિતાએ ફરીથી કહ્યું કે ( **ब्रह्म** ) બ્રહ્મને ( **विजिज्ञासस्व** ) જ્ઞાનરૂપ વિશેષ સાધનથી જાણો, કારણ કે ( **तपः** ) તપ એજ ( **ब्रह्म** )

જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છે ( **सः, तपः अतप्यत** ) તે ભૃગુએ ફરીથી બ્રહ્મ-જ્ઞાન-સંબંધી સાધનનું સેવન કર્યું.

**ભાવાર્થઃ**—અન્ન એટલે ખાવા લાયક કોઇ વસ્તુને ખાવાથીજ વીર્ય બને છે તથા વીર્યરૂપી ઉપાદાન કારણથી મનુષ્યોનાં શરીર બને છે. તે કારણથી અન્નજ પ્રાણિયોનાં શરીરનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે એવું માની તેનું મહત્વ કહ્યું છે તથા અન્ન એક મોટું હોવાથી અન્નને બ્રહ્મ કહેવામાં આવ્યું છે. જ્યારે અન્ન પણ એક કાર્ય રૂપ વસ્તુ છે તો તેનું પણ કાંઇ ઉપાદાન થયું જેનું ઉપાદાન કોઈ ન હોય તેજ બ્રહ્મ હોવો જોઇએ. ઈત્યાદિ પ્રકારે સાપેક્ષ અન્નરૂપ કારણને બ્રહ્મ સમજવામાં શંકા રહેવાથી પાછો પોતાના પિતાને પુછવા ગયો કે બ્રહ્મ કોણ છે! તે પિતાએ પાછું બ્રહ્મ સંબંધી સાધનોનું અનુષ્ઠાન કરવાને માટે આજ્ઞા કરી કારણ કે સાધન વડેજ સાધ્યની પ્રાપ્તિ થઇ શકે છે. ॥ ૨ ॥

प्राणो ब्रह्मेति व्यजानात् । प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । प्राणेन जातानि जीवन्ति । प्राणं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपो तप्यत । स तपस्तप्त्वा ॥

इति तृतीयोऽनुवाकः ॥

प्राणः । ब्रह्म । इति । व्यजानात् । प्राणात् । हि । एव । खलु । इमानि । भूतानि । जायन्ते । प्राणेन । जातानि । जीवन्ति । प्राणं । प्रयन्ति । अभिसंविशन्ति । इति । तत् । विज्ञाय । पुनः । एव । वरुणम् । पितरम् । उपससार । अधीहि । भगवः । ब्रह्म । इति । तम् । उवाच । तपसा । ब्रह्म । विजिज्ञासस्व । तपः । ब्रह्म । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा ॥ ३ ॥

**भाषार्थः**—ત્યાર પછી ભૃગુએ ( **प्राणः** ) પ્રાણ ( **ब्रह्म** ) બ્રહ્મ છે ( **इति** ) એમ **व्यजानात्** જાણ્યું કારણ કે ( **प्राणात्** ) પ્રાણથી ( **हि, एव** ) જ ( **खलु** ) ખરેખર ( **इमानि** ) આ સર્વ ( **भूतानि** ) પ્રાણિયો (**जायन्ते**) ઉત્પન્ન થતાં જોઇએ છે અન્નના કરતાં મનુષ્ય વગેરેનાં શરીરનું સૂક્ષ્મ તથા મુખ્ય કારણ પ્રાણજ છે પ્રાણવાયુવિના કોઇ જીવની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થઇ શકતો નથી; અર્થાત્ પ્રાણ ન હોય તો મરે પણ કોણ ? પ્રાણનું નીકળી જવું એજ મરણ છે. મરતી વખતે યમ નામના પ્રાણ વાયુમાંજ જીવાત્મા જાય છે ( **प्राणेन, जातानि जीवन्ति** ) ઉત્પન્ન થઇને પણ પ્રાણ હોય તો જીવે. ( **प्राणम् प्रयन्ति, अभिसंविशन्ति, इति** ) પ્રાણમાં લીન થઈ જાય છે અર્થાત્ વાયુમાંજ શરીર છોડી દઇ જીવાત્મા જાય છે. ( **तत्, विज्ञाय** ) એવા પ્રકારના પ્રાણને બ્રહ્મ જાણી કરીને પણ પ્રાણ પરાધીન હોવાથી પ્રાણ બ્રહ્મ છે તેમાં શંકા ઉત્પન્ન થઇ ત્યારે (**पुनः, एव** ) પાછો (**वरुणम्,**) ( **पितरम्** ) પોતાના પિતા વરુણની ( **उपससार** ) પાસે ગયો. અને બોલ્યો કે ( **अधीहि, भगवो, ब्रह्मेति** ) હે ભગવન્ આપ બ્રહ્મને જાણોછો મને પણ ઓળખાવો. ( **तम्** ) તેને ( **ह, उवाच**

પિતાએ કહ્યું કે ( **तपसा** ) તપથી ( **ब्रह्म** ) બ્રહ્મને ( **विजिज्ञासस्व** ) ઓળખો, કારણ કે ( **तपः** ) જ્ઞાનસ્વરૂપજ ( **ब्रह्म इति** ) બ્રહ્મ છે એમ કહ્યું. ( **सः, तपः, अतप्यत** ) ત્યારે ભૃગુએ પાછો તપ કર્યો. ( **सः, तपः, तप्त्वा** ) તેણે તપ કરીને મન બ્રહ્મ છે એમ જાણ્યું, જેનો સંબંધ ચોથા અનુવાક જોડે શરૂ થાય છે.

**ભાવાર્થ:**—અગર જો શરીરની ઉત્પત્તિ વગેરેમાં પ્રાણ પણ એક કારણ છે તોપણ એ પ્રાણ કોઈ બીજાનું કારણ છે તથા જીવાત્માના પણ અંકુશમાં રહે છે. પ્રાણાયામમાં પ્રાણ આત્માનેજ વશ છે તો આવો પ્રાણ બ્રહ્મ હોઇ શકે કેમ એવી શંકા થઇ ગઇ તો બ્રહ્મ કોણ છે? એમ બ્રહ્મ જાણવાની ઇચ્છા પુરી ન થઇ તેથી વારંવાર પ્રશ્ન કરવામાં આવ્યા છે, કે જેથી બ્રહ્મનો ઠીક ઠીક બોધ થાય.

**मनो ब्रह्मेति व्यजानात् । मनसो ह्येवं खल्विमानि भूतानि जायन्ते । मनसा जातानि जीवन्ति । मनः प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥**

**इति चतुर्थोऽनुवाकः ॥**

मनः । ब्रह्म । इति । व्यजानात् । मनसः । हि । एव । खलु । इमानि । भूतानि । जायन्ते । मनसा । जातानि । जी-

वन्ति । मनः । प्रयन्ति । अभिसंविशन्ति । तत् । विज्ञाय । पुनः । एव । वरुणम् । उपससार । अधीहि । भगवः । ब्रह्म । इति । तम् । ह । उवाच । तपसा । ब्रह्म । विजिज्ञासस्व । तपः । ब्रह्म । इति । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा ॥ ४ ॥

**भाषार्थः**—તપ કરીને ભૃગુઋષિએ ( **मनः** ) મન ( **ब्रह्म** ) બ્રહ્મ છે ( **इति** ) એમ ( **व्यजानात्** ) જાણ્યું. ( **मनसः, हि, एव** ) મનથીજ ( **खलु** ) ખરેખર ( **इमानि** ) આ સર્વ ( **भूतानि** ) પ્રાણિયો ( **जावन्ते** ) ઉત્પન્ન થાય છે. ( **मनसा** ) મનથી ( **जातानि** ) ઉત્પન્ન થએલાં પ્રાણિયો ( **जीवन्ति** ) જીવે છે. ( **मनः** ) મનમાં ( **प्रयन्ति, अभिसंविशन्ति, इति**) મનમાં લીન થાય છે અર્થાત્ મન એટલે કે જે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા છે તેમાં રહેવાવાળા અનેક સંકલ્પ વિકલ્પ રૂપાદિ મનની વૃત્તિઓ પણ જીવોના શરીરની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થવામાં કારણ છે અર્થાત્ વાસના રૂપ વૃત્તિજ અનેક જન્મ મરણાદિ કરાવે છે; એ કારણથી મનને કારણ માન્યું છે જેના હોવાપરથી જે થાય છે તેમજ ન હોવાથી જે નથી થતું તેનું તે કારણ છે આગલા અનુવાકમાં કહેલ પ્રાણ તથા મન હોવાથીજ શરીરની ઉત્પત્તિ સ્થિતિ તથા લય થાય છે એવું માનીને મન કારણ છે જે કારણ રૂપી મનને ભૃગુઋષિ પ્રથમ બ્રહ્મ સમજ્યા હતા.

**ભાવાર્થઃ**—મનની વૃત્તિઓનો નિરોધ ન થવાથી જન્મ મરણાદિ ક્લેશ ચાલુ રહે છે તેથીજ એ વૃત્તિઓને શરીરની ઉત્પત્તિ સ્થિતિ તથા લયના હેતુ કહેવામાં આવી છે, પરંતુ મનને બ્રહ્મ જાણ્યાથી ભૃગુઋ-

ષિને સંતોષ થયો નહીં તેથી પોતાની જીજ્ઞાસા શાંત કરવા પોતાના પિતા પાસે જઈને પૂછે છે. શિષ્યને ક્રમક્રમે પોતાની વિચારશક્તિ કસવાનો પ્રસંગ મળે છે તેથીજ આ યુક્તિ ચાલુ છે.

विज्ञानं ब्रह्मेति व्यजानात्। विज्ञानाद्ध्येव। खल्विमानि भूतानि जायन्ते। विज्ञानेन जातानि जीवन्ति। विज्ञानं प्रयन्त्यभिसंविशन्तीति। तद्विज्ञाय। पुनरेव वरुणपितरमुपससार। अधीहि भगवो ब्रह्मेति। तꣳहोवाच। तपसा। ब्रह्म। विजिज्ञासस्व। तपोब्रह्मेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा॥

इति पञ्चमोऽनुवाकः॥

आनन्दो ब्रह्मेति व्यजानात्। आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। आनन्देन जातानि जीवन्ति। आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति। सैषा भार्गवी वारुणी विद्या। परमे व्योमन् प्रतिष्ठिता। य एवं वेद प्रतितिष्ठति अन्नवानन्नादो भवति। महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन। महान् कीर्त्या॥

इति षष्ठोऽनुवाकः॥

विज्ञानम्। ब्रह्म। इति। व्यजानात्। विज्ञानात्। हि। एव। खलु। इमानि। भूतानि। जायन्ते। विज्ञानेन। जातानि। जीवन्ति।

विज्ञानम् । प्रयन्ति । अभिसंविशन्ति । इति । तत् । विज्ञाय । पुनः । एव । वरुणम् । पितरम् । उपससार । अधीहि । भगवः । ब्रह्म । इति । तम् । ह । उवाच । तपसा । ब्रह्म । विजिज्ञासस्व । तपः । ब्रह्म । इति । सः । तपः । अतप्यत । सः । तपः । तप्त्वा ॥ ५ ॥

आनन्दः । ब्रह्म । इति । व्यजानात् । आनन्दात् । हि । एव । खलु । इमानि । भूतानि । जायन्ते । आनन्देन । जातानि । जीवन्ति । आनन्दम् । प्रयन्ति । अभिसंविशन्ति । इति । सा । एषा । भार्गवी । वारुणी । विद्या । परमे । व्योमन् । प्रतिष्ठिता । यः । एवम् । वेद । प्रतितिष्ठति । अन्नवान् । अन्नादः । भवति । महान् । भवति । प्रजया । पशुभिः । ब्रह्मवर्चसेन । महान् । कीर्त्या ॥६॥

**भाषार्थः**—તપ કરીને ( **विज्ञानम्** ) વિજ્ઞાન એટલે નિશ્ચિત નક્કી જ્ઞાન ( **ब्रह्म** ) બ્રહ્મ છે ( **इति** ) એમ ( **व्यजानात्** ) જાણ્યું, કારણ કે મનના કરતાં વિજ્ઞાન સૂક્ષ્મજ તથા પ્રધાન છે. ( **विज्ञानात्** ) વિજ્ઞાનથી ( **हि, एव, खलु** ) જ ( **इमानि** ) આ સર્વ ( **भूतानि** ) પ્રાણિયો ( **जायन्ते** ) ઉત્પન્ન થાય છે. ( **विज्ञानेन** ) વિજ્ઞાનથી ( **जातानि** ) ઉત્પન્ન થયલાં પ્રાણિયો ( **जीवन्ति** ) જીવે છે. ( **विज्ञानम्, प्रयन्ति, अभिसंविशन्ति, इति** ) વિજ્ઞાનમાં સર્વ લીન થઇ જાય છે એ કારણથી વિજ્ઞાનજ બ્રહ્મ છે. પ્રયોજન એ છે કે લક્ષણ-પૂર્વક અર્થાત્ ઠીક ઠીક વિચારથી અનુસન્ધાન કરીનેજ સંસાર બનાવં-

વામાં આવે છે. એથી સિદ્ધ છે કે વિજ્ઞાન વગર કોઈની ઉત્પત્તિ અથવા સ્થિતિ હોવાનો સંભવ નથી, એવું માનીને વિજ્ઞાનને આદિકારણ રૂપી બ્રહ્મ ઠરાવ્યું છે. ( **तत्, विज्ञाय** ) એ વિજ્ઞાનને બ્રહ્મ જાણીને ( **पुनः, एव** ) પાછો ( **वरुणम्, पितरम्** ) પોતાના પિતા વરૂણની ( **उपससार** ) પાસે ગયો અને ( **भगवः** ) હે ભગવન્ ( **अधीहि ब्रह्म** ) આપ બ્રહ્મને ઓળખો છો અને મને પણ બ્રહ્મને ઓળખાવો ( **इति** ) એમ બોલ્યો, ( **तम्** ) ત્યારે તે ભૃગુને વરુણે ( **ह, उवाच** ) કહ્યું, ( **तपसा** ) તપથી ( **ब्रह्म** ) બ્રહ્મને ( **विजिज्ञासस्व** ) ઓળખ ( **तपः** ) તપજ ( **ब्रह्म** ) બ્રહ્મ છે ( **इति** ) એમ કહ્યું. ( **सः** ) તે ભૃગુએ ( **तपः, अतप्यत** ) પાછો તપ કર્યો અને ( **तपः** ) તપ ( **तप्त्वा** ) કરીને ( **आनन्दः** ) આનન્દ ( **ब्रह्म** ) છે ( **इति** ) એમ ( **व्यजानात्** ) જાણ્યું કારણ કે ( **आनन्दात्** ) આનન્દથી ( **हि, एव, खलु** ) ખરેખર ( **इमानि, भूतानि** ) આ સર્વ પ્રાણિયો ( **जायन्ते** ) ઉત્પન્ન થાય છે. ( **आनन्देन, जातानि, जीवन्ति** ) આનન્દથી ઉત્પન્ન થયલાં પ્રાણિયો જીવે છે. ( **आनन्दम्, प्रयन्ति, अभिविशन्ति, इति** ) આનન્દમાં એ સર્વ લીન થઇ જાય છે. આનન્દ સ્વરૂપ એક બ્રહ્મ છે તથા એજ સર્વની અન્તિમ ( આખર ) સીમા છે. પરમાત્માને જે પ્રાપ્ત થયો હોય તેને કોઈ બીજા આનન્દની અપેક્ષા રહેતી નથી, કારણ બીજાં સર્વ ફળ બ્રહ્માનંદના એક હિસ્સામાં મનાય છે. પ્રાણિયોની ઉત્પત્તિ સ્થિતિ પ્રલય થવામાં આનન્દ સ્વરૂપ બ્રહ્મજ મુખ્ય કારણ છે. ( **सा** ) આગળ કહેલી ( **एषा** ) એ ( **भार्गवी** ) ભૃગુને કહેલી તથા ( **वारुणी** ) વરુણે અનુભવેલી અથવા પુસ્તકના આકારમાં બનાવી પ્રકટ કરેલી વિદ્યા ( **परमे** ) સર્વોત્તમ

( **व्योमन्** ) શુદ્ધ હૃદય રૂપ આકાશ જે ચેતન આત્માથી વ્યાપ્ત છે તેમાં ( **प्रतिष्ठता** ) રહેલી છે. એટલામાટે આત્માને જ્ઞાનનો આધાર કહેવામાં અથવા માનવામાં આવે છે. ( **यः** ) જે બીજો કોઈ મનુષ્યપણ વારંવાર ( **एवम्** ) એ પ્રમાણે સેવન કરેલા તપનાજ સાધનથી આગળ કહેલા ક્રમાનુસાર આનન્દ સ્વરૂપ બ્રહ્મને ઓળખી લે અથવ તેનો અનુભવ ઠીક ઠીક કરી લે છે તે મનુષ્ય ( **प्रतितिष्ठति** ) આનન્દમાં નિમગ્ન થાય છે એ પરોક્ષ ફળ કહ્યું છે. ( **अन्नवान्, अन्नादः, भवति** ) અન્નની પ્રશંસા આગળ લખી ચૂકયા છીએ તેનાં ફળ કહીએ છીએ, કે જે કોઈ અન્નને મોટું ઉપકારી તથા પ્રાણિયોની ઉત્પત્તિ સ્થતિ લયનું કારણ માને છે તે અન્નવાન્ બહુ અન્નનો સંગ્રહ રાખવાવાળો પથ્ય પૂર્વક ખાનાવાળો હોવાથી અન્નનું ભોજન કરવાને શક્તિવાન થાય છે; ( **महान्, भवति** ) તેનું શરીર મોટું તથાં બલિષ્ટ થાય છે; તે સારી રીતે અન્નનુ ભોજન કરી તથા પાચન કરી શકે છે. ( **प्रजया** ) પુત્રાદિ પ્રજા, ( **पशुभिः** ) ગાય, ઘોડા વગેરે પશુ તથા ( **ब्रह्मवर्चसेन** ) વિદ્યા વિજ્ઞાન સંબંધી તેજથી વધે છે તથા પ્રતિષ્ઠિત થાય છે. તથા ( **महान्, कीर्त्या** ) કીર્તિ વધતી જવાથી પણ પૂજ્ય અથવા સત્કારને પાત્ર થાય છે અર્થાત્ પુત્ર વગેરે પણ પ્રશંસા થવાથી તેની પ્રતિષ્ઠાના હેતુ થાય છે.

**ભાવાર્થ**:—વિજ્ઞાન એક ગુણ છે તે ચેતન આત્મા નામના દ્રવ્યમાં આશ્રિત રહેલ હોવાથી કર્ત્તા પણ થઇ જાય છે તોપણ તેમાં કાર્ય થવાનો સંભવ છે અર્થાત્ વિજ્ઞાનનો ગુણ હોવાથી તે પરાધીન છે એ સ્પષ્ટ છે. તથા બ્રહ્મ કર્ત્તા હોવાથી સર્વથા સ્વાધીન છે તેથી વિજ્ઞાનને બ્રહ્મ ન માની આગળ બ્રહ્મ ઓળખવાની ઈચ્છા સતેજ થાય છે.

વળી આનન્દનો અનુભવ થયા બાદ સર્વની સ્થિતિ દેખાય છે. જગત્માં પણ આનન્દના કરતાં બીજું કાંઇ વધારે નથી. આનન્દ મેળવવાને માટે સર્વ પ્રયત્ન કરવામાં આવે છે. જ્યારે આનન્દનો એક લેશ પણ પ્રાપ્ત થઈ જાય છે ત્યારે સુખી થઇને માણસ ચંચળતા છોડી જરા ઠરે છે, વિશેષ આનન્દનો, સર્વોપરી અત્યન્ત લાભ તો બ્રહ્મમાંજ મળવાનો સંભવ છે; કારણ કે એજ એક સર્વોપરી આનન્દ સ્વરૂપ છે. જ્યારે ભૃગુએ આનન્દ સ્વરૂપ બ્રહ્મને ઓળખી લીધો ત્યારે તેની જીજ્ઞાસા શાંત થઇ ગઇ. બીજું જે કોઇ એ પ્રમાણે કરશે તે પણ આનન્દ સ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થઇ શકશે.

अन्नं न निन्द्यात् । तद्व्रतम् । प्राणो वा अन्नम् । शरीरमन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितम् । शरीरे प्राणः प्रतिष्ठितः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति अन्नवान्नादोः भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥

इति सप्तमोऽनुवाकः ॥

अन्नम् । न । निन्द्यात् । तत् । व्रतम् । प्राणः । वै । अन्नम् । शरीरम् । अन्नादम् । प्राणे । शरीरम् प्रतिष्ठितम् । शरीरे । प्राणः । प्रतिष्ठितः । तत् । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । सः । यः । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । वेद । प्रतितिष्ठति । अन्नवान्

। अन्नादः । भवति । महान् । भवति । प्रजया । पशुभिः । ब्रह्म-वर्चसेन । महान् । कीर्त्या ॥ ७ ॥

**भावार्थः**—પૂર્વે કહેલ અન્નનું મહત્વ હવે વ્યતિરેકથી દેખાડે છે (**अन्नम्**) અન્નની (**न, निन्द्यात्**) નિન્દા કરવી નહીં એ વિધિ-વાક્ય છે હવે પછી એ સર્વનો અર્થવાદ બતાવવામાં આવ્યો છે. (**तत्**) એવો (**व्रतम्**) નિયમજ કરી લો કે હું અન્નની નિન્દા કરીશ નહીં ભોજન કરનારની શક્તિમાં પ્રાણ પ્રધાન હોવાથી પ્રાણ ચરાચર અન્નનો ભોક્તા છે એટલા માટે (**प्राणः, वै**) પ્રાણજ અન્ન કહેવાય છે. (**शरीरम्, अन्नादम्**) ખાધેલું અન્ન શરીરમાં ઠરે છે અથવા શ-રીરરૂપ બને છે એટલા માટે શરીરને અન્નાદ કહ્યું છે તેમજ કોઇના શરીરને કોઇ સિંહાદિ ખાઇ જાય છે ત્યારે શરીર પણ સિંહને અન્ન થાય છે. તેથીજ પૂર્વે લખી ચૂકયા છીએ કે ખાવામાં આવતું અન્ન તથા ખાવાવાળાને "અન્ન" કહેવામાં આવે છે. (**प्राणे**) જ્યાંસુધી પ્રાણ રહે ત્યાંસુધી (**शरीरम्**) શરીર (**प्रतिष्ठितम्**) રહી શકે છે. (**शरीरे**) તથા શરીર (**प्राणः**) પ્રાણનો (**प्रतिष्ठितः**) આધાર છે. (**तत्, एतत्**) આગળ કહેલ પ્રકારે (**अन्नम्**) અન્ન (**अन्ने**) અન્નમાં (**प्रतिष्ठितम्**) ઠરી રહેલ છે; અર્થાત્ શરીર તથા પ્રાણ એ બંનેમાં આધાર અને આધેયનો ભાવ છે, એક બીજાનો આશ્રય છે તથા એ બંનેજ મનુષ્યના આત્માને સુખ દુઃખ પહોંચાડવાવાળાં છે. (**सः, यः**) જે પુરુષ (**एतत् अन्नम्, अन्ने, प्रतिष्ठितम्,**) એ અન્નની અન્નના આશ્રયથી ઠીક ઠીક સ્થિતિ રહી શકે છે એવું (**वेद**) સારી રીતે જાણે છે તે (**प्रतितिष्ठति**) ઠરી શકે છે અર્થાત્ લાંબો સમય સુધી પોતા પોતાના પ્રાણ તથા શરીર ને સંસારમાં રાખી શકે

छे. ( **अन्नवान्,** ) अन्नने। संचय करवावाळे। तथा पथ्य पूर्वक खावावाळे। अन्नवान् ( **अन्नादः** ) भोजन करवानी शक्ति युक्त ( **भवति** ) थाय छे; वळी ( **प्रजया** ) पुत्रादि संतान, ( **पशुभिः** ) गाय आदि पशु तथा ( **ब्रह्मवर्चसेन** ) विद्या विज्ञान संबंधी तेजथी महान् अथवा प्रतिष्ठित मनाते। जाय छे तथा ( **महान्, कीर्त्या** ) कीर्तिथी पण महा प्रतिष्ठित थाय छे. ॥ ७ ॥

**भावार्थः**—अन्ननी निन्दा बीलकुल करवीं नहीं एवा नियमनुं मनुष्ये सदा सेवन करवुं जोईए कारण के अन्नज प्राण तथा शरीरनी रक्षाने। हेतु छे. अन्नविना प्राण तथा देहने। नाशज थते। जोवामां आवे छे तथा प्राण और शरीरना रहेवा परज धर्म, अर्थ, काम अने मोक्षनी सिद्धि थइ शके छे. एटला माटे परंपराथी महान् कार्यनुं साधक होवाथी कोइए कदापि अन्ननी निन्दा करवी जोइए नहीं. विशेष अन्न ए तत्त्वने जे यथार्थरूपे जाणी ले छे ते सदैव अन्नना दान के संचयनुं युक्तिथी सेवन तथा पथ्यथी भोजन करे छे; तेथी बळवान् तथा पुत्रादि ऐश्वर्यादि सुखनां साधने। प्राप्त करी एवे। मनुष्य सुखभागी थाय छे.

**अन्नं न परिचक्षीत । तद्व्रतम् । आपो वा अन्नम् । ज्योतिरन्नादम् । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिष्यापः प्रतिष्ठिताः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महा-**

न् कीर्त्या ॥ ८ ॥ अन्नं बहु कुर्वीत । तद्व्रतम् । पृथिवी वा अन्नम् । आकाशो ऽन्नादः । पृथिव्यामाकाशः। प्रतिष्ठितः। आकाशे पृथिवी प्रतिष्ठिता। तदेतदन्नमन्ने प्रतिष्ठितम्। स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति। अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥

इत्यष्टमनवमानुवाकौ ॥

अन्नम् । न । परिचक्षीत । तत् । व्रतम् । आपः । वै । अन्नम् । ज्योतिः । अन्नादम् । अप्सु । ज्योतिः । प्रतिष्ठितम् । ज्योतिषि । आपः । प्रतिष्ठिताः । तत् । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । सः । यः । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । वेद । प्रतितिष्ठति । अन्नवान् । अन्नादः । भवति । महान् । भवति । प्रजया । पशुभिः। ब्रह्मवर्चसेन । महान् । कीर्त्या॥८॥ अन्नम् । बहु । कुर्वीत । तत् । व्रतम्। पृथिवी । वै। अन्नम्। आकाशः। अन्नादः। पृथिव्याम्। आकाशः । प्रतिष्ठितः । आकाशे । पृथिवी । प्रतिष्ठिता । तत् । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । सः । यः । एतत् । अन्नम् । अन्ने । प्रतिष्ठितम् । वेद । प्रतितिष्ठति । अन्नवान् । अन्नादः । भवति । महान् । भवति । प्रजया । पशुभिः । ब्रह्मवर्चसेन । महान् । कीर्त्या ॥ ९ ॥

ભાષાર્થઃ— ( अन्नम् ) અન્નનો ( न परिचक्षीत ) નિષેધ અથવા ખંડન ન કરવું એવું વિધિવાક્ય છે. પછી એનો અનુવાદ કહ્યો છે. ( तत् ) એ ( व्रतम् ) નિયમ કરી લેવો કે હું અન્નનો નિષેધ ન કરૂં ખંડન ઘણી જાતનાં છે; જેવું કે અન્ન હોવા છતાં કહેવું કે અન્ન નથી ઇત્યાદિ. ( आपः वै ) મુખ્યત્વે કરીને ભોગ્ય શકિતની અંતર્ગત હોવાથી પાણીજ ( अन्नम् ) અન્ન છે; અર્થાત્ પાણી પ્રાણ રક્ષાનો હેતું છે ( ज्योतिः ) પ્રાણનો સહકારી હોવાથી સૂર્ય વગેરે જ્યોતિ અન્નનો ભક્ષક ( अन्नादम् ) ભોકતૃ શકિતની અન્તર્ગત છે. ( अप्सु ) ભોગ્યમાં ( ज्योतिः ) ભોકતા ( प्रतिष्ठतम् ) રહેલો છે, ( ज्योतिषि ) તથા જ્યોતિરૂપી ભોક્તામાં ( आपः ) પાણીરૂપી ભોગ્ય ( प्रतिष्ठिताः ) આશ્રય કરી રહેલ છે; એ પ્રમાણે એ બંને ભોગ્ય ને ભોકતા એક બીજાના આશ્રયથી સ્થિત છે. તેમજ પૂર્વે કહી ગયા પ્રમાણે બંને અન્ન છે ( तत्, एतत्, अन्नम् ) આ પ્રમાણે અન્ન જે ભોગ્ય કે ભોકતા છે તે અન્ન ( अन्ने ) અન્ન જે ભોકતા કે ભોગ્ય છે તે અન્નમાં એક બીજાના આશ્રયથી ( प्रतिष्ठितम् ) સ્થિત છે. ( यः ) જે કોઈ ( एतत्, अन्नम्, अन्ने, ) ભોગ્ય ભોકતારૂપ અન્નને અન્નના આશરાવડે ( प्रतिष्ठितम् ) રહેલું છે એવું ( वेद ) જાણે છે અથવા દેખે છે ( सः ) તે પુરૂષ ( प्रतितिष्ठति ) પ્રતિષ્ઠિત અથવા ભારે સ્થાયી છે. ( अन्नवान् ) અન્નને રાખવાવાળો ( अन्नादः ) અન્ન ખાવાની શક્તિ વાળો ( भवति ) થાય છે, તથા ( प्रजया ) પુત્રાદિ સન્તાન ( पशुभिः ) ગાય વગેરે પશુથી ( ब्रह्मवर्चसेन ) ને વિદ્યાસંબંધી તેજથી ( महान् ) મોટો પ્રકાશિત ( भवति ) થાય છે તથા ( महान् ) ( कीर्त्या ) તેની કીર્તિપણ અધિક થાય છે. ( अन्नम् ) અન્નનો

( **बहु** ) બહુ ( **कुर्वीत** ) સંચય કરવો એવી આજ્ઞા છે; ( **तत्, व्रतम्** ) એવો નિયમ રાખવો જોઇએ. ( **पृथिवी** ) મુખ્યત્વે કરીને ભોગ્યની અંતર્ગત હોવાથી પૃથિવી ( **वै** ) જ ( **अन्नम्** ) અન્ન છે કારણ કે જગતમાં પૃથિવીથીજ બનેલા ખાવાના પદાર્થો મળે છે. ( **आकाशः** ) વિશેષ અથવા ઘણો ખરો તેજની સાથે સંબંધ હોવાથી આકાશ ( **अन्नादः** ) ખાવાની શક્તિમાં મુખ્ય છે, સંસારમાં જે જે વસ્તુ વિશેષ તેજના ગુણુંવાળી છે તેજ ભોક્તા અથવા સહાયકારી જાણો ( **पृथिव्याम्** ) પૃથિવીમાં ( **आकाशः** ) આકાશ (**प्रतिष्ठितः**) સ્થિત છે ( **आकाशे** ) તથા આકાશમાં ( **पृथिवी** ) પૃથિવી ( **प्रतिष्ठता** ) સ્થિત છે અર્થાત્ એ બંને ભોગ્ય ભોકતા એક બીજાના આધારે રહેલાં છે. ( **तत् एतत्, अन्नम्** ) તેથી એ પ્રકારનાં એ આકાશ અને પૃથિવી ભોગ્ય ને ભોક્તા હોવાથી અન્ન છે માટે ( **अन्ने** ) પરસ્પરના આધારરૂપી અન્નમાં ( **प्रतिष्ठितम्** ) સ્થિત છે (**सः, यः–७**) ઈત્યાદિ અર્થ આગળની માફક જાણવો જોઇએ વારંવાર લખવાથી પુનરુક્તિ થાય છે.

**ભાવાર્થઃ**—કોઇએ પણ અન્નનો નિષેધ કે અન્નનું ખંડન કરવું નહી જોઈએ એવો નિયમ રાખવો ઉચિત છે. જળ તથા પૃથિવી વિના કોઈનું જીવન હોવાનો સંભવ પણ નથી એવું માનીને એ બંનેને અન્ન કહ્યાં છે. સૂર્યાદિ જ્યોતિ તથા આકાશ પ્રાણના સહયોગી ( સાથે ને સાથે રહેવાંવાળાં ) હોવાથી ભોકતા છે એટલા માટે બંનેને અન્નાદ કહેવામાં આવ્યાં છે. માણસે અન્નનો મોટો સંચય કરવો જેથી બીજાં પ્રાણિયોની પણ પ્રાણરક્ષા થાય. કારણ કે પ્રાણની રક્ષા કરતાં જગતમાં બીજું કોઇ મોટું પુણ્ય નથી; તેથીજ અન્નદાન સર્વોપરી છે. એ

કારણથી એવું પુણ્ય કરવાવાળો પુરુષ જગતમાં પુત્રાદિ સંબંધી સુખથી તથા પરમાર્થમાં બ્રહ્મ જ્ઞાનના સુખથી યુકત થઈ નીરોગ તથા સર્વ જાતની બાધાઓ રહિત આનન્દ ભોગવે છે.

न कञ्चन वसतौ प्रत्याचक्षीत । तद्व्रतम् । तस्माद्यया कया च विधया बह्वन्नं प्राप्नुयात् । अराध्यस्मा अन्नमित्या चक्षते । एतद्वै मुखतोऽन्नꣳराद्धम् । मुखतोऽस्मा अन्नꣳराध्यते । एतद्वै मध्यतोऽन्नꣳराद्धम् । मध्यतोऽस्मा अन्नꣳराध्यते । एतद्वा अन्ततोऽन्नꣳराद्धम् । अन्ततोऽस्मा अन्नꣳराध्यते ॥ १ ॥ य एवं वेद । क्षेम इति वाचि । योगक्षेम इति प्राणापानयोः । कर्मेति हस्तयोः । गतिरिति पादयोः । विमुक्तिरिति पायौ । इति मानुषीः समाज्ञाः । अथ दैवीः । तृप्तिरिति वृष्टौ । बलमिति विद्युति ॥ २ ॥ यश इति पशुषु । ज्योतिरिति नक्षत्रेषु । प्रजातिरमृतमानन्द इत्युपस्थे । सर्वमित्याकाशे । तत्प्रतिष्ठेत्युपासीत । प्रतिष्ठावान् भवति । तन्मह इत्युपासीत । महान् भवति । तन्मन इत्युपासीत । मानवान् भवति ॥ ३ ॥ तन्नम इत्युपासीत । नम्यन्तेऽस्मै कामाः । तद्ब्रह्मेत्युपासीत । ब्रह्मवान् भवति । तद्ब्रह्मणः परिमर इत्युपासीत । पर्य्येणं

म्रियन्ते द्विषन्तः सपत्नाः । परि ये ऽप्रिया भ्रातृव्याः । स यश्चायं पुरुषे यश्चासावादित्ये । स एकः ॥ ४ ॥ स य एवंवित् । अस्माँल्लोकात् प्रेत्य । एतमन्नमयमात्मानमुपसङ्क्रम्य । एतं प्राणमयमात्मानमुपसङ्क्रम्य । एतं मनोमयमात्मानमुपसङ्क्रम्य । एतं विज्ञानमयमात्मानमुपसङ्क्रम्य । एतमानन्दमयमात्मानमुपसङ्क्रम्य । इमाँल्लोकान् कामान्नीकामरूप्यनुसञ्चरन् । एतत्साम गायन्नास्ते । हा३वु हा३वु हा३वु ॥५॥ अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो२ ऽहमन्नादो२ ऽहमन्नादः । अहꣳ श्लोककृदहꣳ श्लोककृदहꣳ श्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता३स्य । पूर्वं देवेभ्योऽमृतस्य ना३भायि । यो मा ददाति स इदेव मा३वाः । अहमन्नमन्नमदन्तमा३द्मि । अहं विश्वं भुवनमभ्यभवा३म् सुवर्ण ज्योतीः । य एवं वेद । इत्युपनिषत् ॥ ६ ॥ राध्यते विद्यते मानवान् भवत्येको हा३वु य एवं वेदैकश्च ॥

इति दशमोऽनुवाकः ॥

न । कञ्चन । वसतौ । प्रत्याचक्षीत । तत् । व्रतम् । तस्मात् । यया । कया । च । विधया । बहु । अन्नम् । प्राप्नुयात् । अराधि । . अस्मै । इति । आचक्षते । एतत् । वै । मुखतः । अन्नम् । राद्धम् ।

मुखतः । अस्मै । अन्नम् । राध्यते । एतत् । वै । मध्यतः । अन्नम् । राद्धम् । मध्यतः । अस्मै । अन्नम् । राध्यते । एतत् । वै । अन्ततः । अन्नम् । राद्धम् । अन्ततः । अस्मै । अन्नम् । राध्यते । यः । एवम् । वेद । क्षेमः । इति । वाचि । योगक्षेमः । इति । प्राणापानयोः । कर्म । इति । हस्तयोः । गतिः । इति । पादयोः । विमुक्तिः । इति । पायौ । इति । मानुषीः । समाज्ञाः । अथ । दैवीः । तृप्तिः । इति । वृष्टौ । बलम् । इति । विद्युति । यशः । इति । पशुषु । ज्योतिः । इति । नक्षत्रेषु । प्रजातिः । अमृतम् । आनन्दः । इति । उपस्थे । सर्वम् । इति । आकाशे । तत् । प्रतिष्ठा । इति । उपासीत । प्रतिष्ठावान् । भवति । तत् । महः । इति । उपासीत । महान् । भवति । तत् । मनः । इति । उपासीत । मानवान् । भवति । तत् । नमः । इति । उपासीत । नम्यन्ते । अस्मै । कामाः । तत् । ब्रह्म । इति । उपासीत । ब्रह्मवान् । भवति । तत् । ब्रह्मणः । परिमरः । इति । उपासीत । परि । एनम् । म्रियन्ते । द्विषन्तः । सपत्नाः । परि । ये । अप्रियाः । भ्रातृव्याः । सः । यः । च । अयम् । पुरुषे । यः । च । असौ । आदित्ये । सः । एकः । सः । यः । एवंवित् । अस्मात् । लोकात् । प्रेत्य । एतम् । अन्नमयम् । आत्मानम् । उपसङ्क्रम्य । एतम् । प्राणमयम् । आत्मानम् । उपसङ्क्रम्य । एतम । मनोमयम । आत्मानम् । उपसङ्क्रम्य ।

एतम् । विज्ञानमयम् । आत्मानम् । उपसङ्क्रम्य । एतम् । आनन्दमयम् । आत्मानम् । उपसङ्क्रम्य । ईमान् । लोकान् । कामान् । नीकामरुपी । अनुसञ्चरन् । एतत् । साम । गायन् । आस्ते । हावु । हावु । हावु । अहम् । अन्नम् । अहम् । अन्नम् । अहम् । अन्नम् । अहम् । अन्नादः । अहम् । अन्नादः । अहम् । अन्नादः । अहम् । श्लोककृत् । अहम् । श्लोककृत् । अहम् । श्लोककृत् । अहम् । अस्मि । प्रथमजाः । ऋतस्य । पूर्वम् । देवेभ्यः । अमृतस्य । नाभिः । यः । मा । ददाति । सः । इत् । एव । मा । अवाः । अहम । अन्नम् । अन्नम् । अदन्तम् । अद्मि । अहम् । भुवनम् । विश्वम् अभ्यभवाम् । सुवः । न । ज्योतीः । यः । एवम् । वेद । इति । उपनिषद् ॥१०॥

**भाषार्थः**—( **च** ) અને ( **वसतौ** ) વસવાને માટે ( **कम्** ) કોઇ અતિથિ રૂપે આવેલાને કે કોઈ બ્રાહ્મણાદિને કે કોઇ વિરકત ધર્મોપદેશક અભ્યાગત પુરુષને ( **प्रत्याचक्षीत** ) અટકાવવો નહિ કે અહીંઆં નહીં રહો અથવા અહીંઆં રહેવા લાયક સ્થાન વગેરે નથી એવુ ન કહેવું; ( **तत्, व्रतम्** ) શ્રદ્ધાપૂર્વક અતિથિનો સત્કાર તથા ગરીબ દુઃખિયોને અન્ન આપવાનો નિયમ કરી લેવો કે એ કામ અવશ્ય કરીશ, કેમકે આકસ્માત્ આવેલા વિદ્વાન કે ધર્માત્મા પુરુષનો પકવ કરેલાં ભોજનાદિથી સત્કાર કરવો એવું વિધાન ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે, એને અતિથિ પૂજા અથવા નૃયજ્ઞ કહે છે. ( **तस्मात्** ) તેથી ( **यया, कया, विधया, च,** ) કોઇ પણ પ્રકારે ધર્મને અનુસરીને ( **अन्नम्** ) અન્નનો ( **प्राप्नुयात्** ) બહુ સંચય કરવો; ( **अस्मै** ) આ

સાચા અતિથિ અભ્યાગત પુરુષને માટેજ અમે લોકોએ (**अराधि**) સંસિદ્ધ પકવ (**अन्नम्**) અન્ન કરેલું છે (**इति**) એમ કલ્યાણનો માર્ગ દર્શાવનારા ધર્માત્મા વિદ્વાન લોક (**आचक्षते**) કહ્યા કરે છે પરંતુ કદી નકાર કરતા નથી. (**एतद्, वै**) આજ (**मुखतः**) ઉત્તમ (**अन्नम्**) અન્ન મારે શ્રદ્ધાથી (**राद्धम्**) બનાવેલું છે. (**मुखतः**) ઉત્તમ પ્રરારનું (**अन्नम्**) અન્ન (**अस्मै**) એ અતિથિને ઉત્તમ શ્રદ્ધાથી (**राध्यते**) આપવામાં આવે છે. (**एतम्, वै**) એ (**मध्यतः**) મધ્યમ પ્રકારનું (**अन्नम्**) અન્ન (**अस्मै**) આ અતિથિને (**रा-ध्यते**) આપવામાં આવે છે. (**एतत्, वै, अन्ततः, अन्नम्, राद्धम्**) એ (**अन्ततः**) નિકૃષ્ટ રીતિથી બનાવેલું અન્ન છે (**अन्ततः**) નિકૃષ્ટ રીતિથી બનાવેલું (**अन्नम्**) અન્ન (**अस्मै, राध्यते**) એ અતિથિને નિકૃષ્ટ શ્રદ્ધાથી આપવામાં આવે છે. અહીંઆં ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ એવા ત્રણ ત્રણ પ્રકાર–અતિથિ, દાતા, દાનની વસ્તુ તથા શ્રદ્ધાના–દેખાડવામાં આવ્યા છે. એ ત્રણ ત્રણ પ્રકારના ભેદથી બાર ભેદ થાય છે તથા એને અનુસરતાં ફળ પણ બાર પ્રકારનાં જાણવાં. (**यः**) જે પુરુષ (**एवम्**) આ ઉકત પ્રકારે અન્નદાનના માહાત્મ્યને (**वेद**) જાણે છે તે પુરુષ દાનના યથોક્ત ફળ પામી શકે છે. (**क्षेमः**) રક્ષા–રક્ષણ (**इति**) એટલું (**वाचि**) વાણીમાં–વિદ્યા ભણ્યાથી પ્રાપ્ત કરેલાં અથવા ગુરુ મુખથી સાંભળેલાં અથવા ઇશ્વર સંબંધી જ્ઞાનની વાણીમાં રક્ષા કરવી; મતલબ વાણીથી ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થના અથવા ધર્મનો ઉપદેશ તથા અભ્યાસ અહોનિશ કરવો જોઇએ. (**योगक्षेमः**) **अलब्धस्य लाभः=योगः** અને **लब्धस्य परिरक्षणम्=क्षेमम्** અલબ્ધ એટલે પાસે નહી હોય એવા પદાર્થનો લાભ અથવા તેની પ્રાપ્તિ થવી તે યોગ

અને લબ્ધસ્ય એટલે મળેલા પદાર્થનું પરિરક્ષણુ એટલે સર્વ રીતે રક્ષણુ કરવું તે ક્ષેમ=એ બંને યોગ અને ક્ષેમ (**इति**) એટલાંને પ્રાણુ અને અપાનમાં ધારણુ કરવાં જોઇએ. અર્થાત્ પ્રાણુાયામ વગેરે યોગના અભ્યાસ દ્વારા પરમાત્માનાં અલબ્ધ અપ્રાપ્ત જ્ઞાનની પ્રાપ્તિ કરીને તેની રક્ષા તથા વૃદ્ધિ કરવી જોઈએ. ( **कर्म** ) કર્મ ( **इति** ) એ ( **हस्तयोः**) હાથમાં રાખવું ઉચિત છે અર્થાત્ હાથેથીજ ઘણાં ખરાં કર્મ કરવામાં આવે છે એ કારણુથી હાથનો વિષય કર્મજ છે તેનું ધર્મશાસ્ત્રોને અનુસરીને સેવન કરવું જોઇએ મતલબ હાથે દાનાદિ શુભ કર્મો પણ થઇ શકે છે વળી કોઇને મારવો અથવા કોઇની વસ્તુ ચોરી લેવી વગેરે બુરાં કર્મ પણ હાથથીજ થાય છે તો સારાંજ કર્મ કરવાં નઠારાં ન કરવાં એજ અભિપ્રાય છે ( **गतिः, इति, पादयोः** ) પગોનું કામ ચાલવાનું છે તેથી સારાં કામને માટે જવું સારી ચાલ ચાલવી જોઇએ અનુચિત નહીં ( **विमुक्तिः** ) મળનો ત્યાગ કરવો ( **इति** ) એજ ( **पायौ** ) ગુદાનું કામ છે એ ઇન્દ્રિયથી એ કામ લેવું જોઈએ પરંતુ સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કદી ન કરવું જોઇએ. ( **इति, मानुषीः** ) એ ઉકત સઘળા મનુષ્યના શરીરથી કરવા લાયક કામોની ( **समाज्ञाः** ) આજ્ઞા છે. ( **अथ** ) હવે ( **दैवीः**) દેવ એટલે સૂર્ય અથવા આકાશ વગેરેથી સિદ્ધ થતાં કાર્યો દર્શાવવામાં આવે છે. (**तृप्तिः, इति, वृष्टौ**) વરસાદ થાય ત્યારેજ સઘળાં ચરાચરને જગત્ તૃપ્તિ અથવા શાંતિ થાય છે. તેટલા માટે વરસાદ લાવવાનો ઉદ્યોગ કરવો. ( **बलम्, विद्युति** ) વીજળી અથવા પ્રાણુ શકિતના વધવાથી બળ આવે છે એ કારણુથી બળ વધારવાને માટે " **विद्युत्** " વીજળીના પ્રચાર માટે પ્રયત્ન મનુષ્યે કરવો જોઇએ; વરસાદ તથા વીજળી બંને અધિદેવ અર્થાત્ આકાશ દ્વારા પ્રાપ્ત થવાવાળાં છે. ( **यशः इति**

**पशुषु** ) સામાન્ય અવિશેષ દૃષ્ટિથી સર્વને જોનાર તે પશુ કહેવાય છે એવા સમદર્શી જીવન્મુક્તિ પામેલા જ્ઞાની લોકો છે તેમની સેવા કરવાથી જગતમાં પ્રતિષ્ઠા ઔર યશ વધે છે તેજ પુરુષ દેવતા પણ કહેવાય છે પોતાની કીર્તિ ફેલાવવાને માટે પણ તેમનું સેવન કરવું જોઇએ. ( **ज्योतिः, इति, नक्षत्रेषु**) નક્ષત્ર એટલે તારાગણ તારામંડલ એમાં જે પ્રકાશ છે તે દ્વારા પણ ઇશ્વરના મહિમાનું ધ્યાન કરવું જોઇએ. ( **प्रजातिः अमृतम्, आनन्दः, इति, उपस्थे** ) ઉપસ્થ એટલે ભગ અથવા લિંગેન્દ્રિય જે દ્વારા સંતાનની ઉત્પત્તિ થાય છે તેમજ મનુષ્યને તેથી મોટુ સુખ પ્રાપ્ત થાય છે. સંસારમાં ઉપસ્થ ઇન્દ્રિયનો વિષય આનંદ છે જેનો અનુભવ સંસારી લોક કર્યા કરે છે, અને એ સંસારી વિષયના ભોગ ભોગવવા તરફ વેરાગી થયેલા પુરુષને પરમેશ્વરની ઉપાસનામાં ઠીક ઠીક લાગવાથી આનંદનો અનુભવ થાય છે; મતલબ એ બે પ્રકારનો આનંદ છે; બીજે ઠેકાણે સુખ શબ્દનો પ્રયોગ કરી શકાય છે પણ નહીં કે આનંદનો. સંસારમાં કામ સુખ ( મૈથુનથી મળતો આનંદ ) સર્વોપરી છે. અગર જો બ્રહ્મજ્ઞાનના સંબંધી જ મુખ્ય આનંદ છે અને વિષયથી મળતા આનંદનું પરિણામ હલકું હોવાથી તેની ગણના બરાબર થવી જોઇએ નહીં, તોપણ બ્રહ્માનંદની ઉપમાને માટે લોકમાં આના જેવું બીજું કોઇ પ્રસિદ્ધ દૃષ્ટાંત નથી; અર્થાત્ એજ સર્વોપરી દૃષ્ટાંત છે. જે સ્ત્રી પુરુષના મેળાપથી વિષય ભોગમાં બ્રહ્મજ્ઞાનથી થનારા આનંદના હજારમે હિસ્સે આનંદનો અનુભવ થતો નથી તો પણ તે આનંદને માટે માણસ કેવા કેવા ઉપાય અથવા છળ કપટ વગેરે કરે છે તથા મનુષ્યનો વધારેને વધારે પરિશ્રમ આજ સુખભોગને માટે જોવામાં આવે છે; અન્ય સર્વ સુખ આનાં

સાધન છે. આવી દશામાં બ્રહ્મજ્ઞાનના આનંદનો કોઇ ઉપાય કરતું નથી પણ એથી ઉલટાં લગભગ સર્વ પ્રાણીમાત્ર વિષય ભોગની પાછળ મચેલાં છે; એનું કારણ એજ છે કે વિષયભોગનો અભ્યાસ પડી ગયો છે તેનો મર્મ જાણે છે તથા બ્રહ્મજ્ઞાનનો આનંદ કદી સપનામાં પણ નહીં દીઠો તો પછી તે તરફ રૂચિ પણ કયાંથી થાય. જે માણસોનું ચિત્ત કોઇ પણ પ્રકારે બ્રહ્મજ્ઞાનની પાછળ લાગી જાય છે તે પાછા વિષયના આનંદમાં પડતા નથી, એનું પણ એજ કારણ છે કે એ સસર્વોપરી આનંદનો સ્વાદ તેમને મળી ગયો છે. સંસારનો એ નિયમ છે કે જ્યારે મોટો અધિકાર અથવા સુખ મળી જાય છે ત્યારે નાનાને સર્વ છોડી દે છે. વળી વિષયાનંદનો મેળ એટલા માટે દેખાડવામાં આવ્યો છે કે બ્રહ્મજ્ઞાન સંબંધી આનંદ કંઇ પણ પ્રાપ્ત થઈ શકે છે. (**सर्वम्, इति, आकाशे**) આકાશમાં સર્વ સ્થિર છે તથા આકાશની સ્થિતિ બ્રહ્મમાં જોવામાં આવે છે એટલા માટે (**तत्**) જે બ્રહ્મ (**प्रतिष्ठा**) સર્વનો આધાર છે (**इति**) એમ માનીને (**उपासीत**) તેની ઉપાસના કરે તે પણ બીજા સાધારણ કુટુમ્બી વગેરેનો આધાર થાય છે અથવા ગરીબ દુઃખી તથા કુટુમ્બીઓનાં પાલન પોષણ કરી તેમને આધાર આપે છે. એના આશ્રયવડે ઘણા ગરીબોનું જીવન ચાલે છે એ કારણથી વ્યાપક પુરુષ લોકમાં (**प्रतिष्ठावान्**) પ્રતિષ્ઠાવાળો તથા કીર્તિવાન (**भवति**) થાય છે. (**महः**) પરમેશ્વર સર્વના કરતાં મોટો (**इति**) એમ માનીને એ ઉપાસક (**उपासीत**) તે બ્રહ્મની ઉપાસના કરે તે પણ લોકોમાં (**महान्**) મોટો (**भवति**) ગણાય છે થાય છે. (**तत्**) એ પરમેશ્વર હમેશાં (**मनः**) મનનશીલ જ્ઞાન સ્વરૂપજ છે (**इति**), એવી તેની (**उपासीत**) ઉપાસના કરે તો એ મનુષ્ય પણ (**माने-**

**वान्** ) જ્ઞાની ( **भवति** ) થાય છે. ( **तत्** ) એ બ્રહ્મ ( **नमः** ) સર્વ જાતનું અભિમાન છોડી દઈ અંતઃકરણથી એ અહંકાર વગરનો નિર્મળ શુદ્ધ બ્રહ્મ છે ( **इति** ) એવી ( **उपासीत** ) ઉપાસના કરે તો તે ઉપાસકને સઘળા ભોગવવા લાયક વિષયો કડા કુટ વગર સુલભ તથા સરળ રીતે પ્રાપ્ત થાય છે. એટલુંજ નહીં પણ એ પુરુષનું કઠોર પણું જતું રહે છે અને તે અંહકાર છોડી દઇ નરમ અને સાદો થાય છે. ( **तत्** ) એ બ્રહ્મ ( **ब्रह्म** ) વૃદ્ધિંગત છે ( **इति** ) એમ જાણી ( **उपासीत** ) ઉપાસના કરે તો તે પુરુષ ( **ब्रह्मवान्** ) વૃદ્ધિ પામવા યોગ્ય ( **भवति** ) થાય છે ( **तत्** ) એ બ્રહ્મ ( **ब्रह्मणः** ) આકાશ વગેરે મોટાં મોટાં તત્ત્વોને દબાવવા વાળો છે અર્થાત્ વાયુ વગેરે મોટાં બળવાન તત્ત્વો અથવા અહંકારી નાસ્તિક દુરાચારી પણ ( **परिमरः** ) જેની આગળ હમેશાં સામર્થ્ય રહિત નિર્બળ મરી ગયલા જેવા અશક્ત જણાય છે ( **इति** ) એવો માનીને ( **उपासीत** ) તેની ઉપાસના જે કરે છે તેના પણ ( **द्विषन्तः**) દ્વેષીઓ ( **सपत्नाः** ) દુશ્મનો હરીફો ( **परि** ) સર્વ બાજુએ ( **एनम्** ) તેની આગળ ( **म्रियन्ते** ) નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે અથવા મરી જાય છે. વળી ( **अप्रियाः** ) અપ્રિય વિરુદ્ધ આચરણ કરનારા ( **ये** ) જે (**भ्रातृव्याः**) પડ પિત્રાઈ જેઓ છે તે પણ ( **परि** ) ચો તરફ નિર્માલ્ય થઇ જાય છે. ( **च** ) અને એ પ્રમાણે ( **यः** ) જે ( **असौ** ) આ ઉપાસ્ય દેવ પરમેશ્વર ( **पुरुषे** ) પુરુષ એટલે શરીર વગેરે કાર્ય જગત્ પૃથિવીના સર્વ પદાર્થોમાં વ્યાપક તથા ( **यः** ) જે ( **आदित्ये** ) પ્રકાશ સ્વરૂપ સૂર્ય વગેરે લોકોમાં પણ વ્યાપ્ત છે ( **सः** ) તે ( **अयम्** ) આ છે. (**सः**) તે ( **एकः** ) એક છે. તે સર્વનો અધિષ્ઠાતા છે. તેમાં ભેદ નથી ( **यः** ) તેથી જે વિદ્વાન્

( एवंवित् ) ઉપર કહેલી રીતે એ પરમેશ્વરને જાણતો હોય ( सः ) તે (अस्मात् ) આ ( लोकात् ) લોકમાંથી (प्रेत्य) આ પ્રત્યક્ષ જોવામાં આવતા શરીર વગેરે કાર્ય જગત તરફથી ધડપણમાં તૃષ્ણા છોડી દઈ ( एतम्, अन्नमयम्, आत्मानम्, उपसङ्क्रम्य, एवम्, प्राणमयम्०, एतम् मनो० एतम्, विज्ञान० एतम्, आनन्दमयम्० ) અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન તથા આનંદ એ પાંચ પ્રકારનાં સૂક્ષ્મ મર્મસ્વરૂપો ( શરીરના તત્ત્વો ) ને પાસેથી ઠીક ઠીક ( उपसङ्क्रम्य ) છોડી દઇ ( इमान् ) આ ( कामान् ) ચિત્ર વિચિત્ર પૃથિવી વગેરે અદ્ભૂત આશ્ચર્યરૂપ રચના યુક્ત કામનાને યોગ્ય ( लोकान् ) લોકોમાં અથવા શરીરોમાં ( नीकामरूपी ) સર્વ લૌકિક સુખ ભોગોની અભિલાષા જેણે વિદ્વાને છોડી દીધી છે તેવો વિદ્વાન્ પુરુષ સર્વત્ર સ્વતંત્રપણે ફરતો ફરે છે તથા ( हावु, हावु, हावु ) અહો આશ્ચર્યરૂપ બ્રહ્મ છે, અહો તારો મહિમા આશ્ચર્ય છે, તું અચિન્ત્ય શક્તિ છે, ઇત્યાદિ પ્રકારે ( एतत् ) એવાં ( साम ) એકસરખા સમતાને પ્રાપ્ત થયેલ બ્રહ્મનો ( गायन् ) મહીમા ગાતો ગાતો ( आस्ते ) ચંચળતા છોડી સ્થિર થાય છે. ( अहम्, अन्नम्, अहम्, अन्नम्, अहम्, अन्नम् ) હું આ ચેતનવાળાં શરીરનો ધારણ કરનાર પ્રકૃતિ અને પુરુષનો સમુદાય અન્ન છું; અર્થાત્ ઘણાં ભક્ષક સિંહ વગેરેનો ખોરાક છું; મનુષ્યાદિનાં શરીર ખાઈનેજ અનેકનું જીવન ચાલે છે તથા ( अहम्, अन्नादः अहम्, अन्नादः, अहम्, अन्नादः ) હું ભક્ષ્ય જડ પદાર્થોને ખાઉં છું. તે કારણથી મારામાં ભક્ષ્ય અને ભક્ષક બંનેનો ભાવ રહી શકે છે. ઉપલાં કથનને નક્કી દૃઢ ઠસાવવાને માટે ત્રણ વાર કહેવામાં આવ્યું છે. અર્થાત્ એ વાત દૃઢ નિશ્ચિત છે કે કોઇ વખતે હું ભક્ષ્ય

બનું છે અને કોઇ વખતે હું ભક્ષક બનું છું. જ્યારે કોઇ વખત સ્થાવર પદાર્થો જેવા કે ઝાડ વગેરેમાં જાઉં છું ત્યારે ચર ( ચાલનારાં) પ્રાણિયોનો ભક્ષ્ય બનું છું તથા જ્યારે જંગમ બનું છું ત્યારે હું ભક્ષક થાઉં છું. એવો ઘણો ખરો નિયમ છે કે સ્થાવર ભક્ષ્ય અને જંગમ ભક્ષક હોય છે તથા કોઈ કોઇ ઠેકાણે બંનેમાં ભક્ષ્ય અને ભક્ષકનો ભાવ હોય છે, ઇત્યાદિ પ્રકારે જીવન્મુક્ત જ્ઞાની લોકોએ ચિન્તન કરવું; તથા ( अहम्, श्लोककृत्, अहम्, श्लोककृत्, अहम्, श्लोककृत् ) હું શ્લોક એટલે કીર્તિ વધે એવાં કર્મ વારંવાર કરું છું ( अहम् ) હું ( ऋतस्य ) ચરાચર નિત્ય વા સત્ય જગતની અંદર ( प्रथमजाः ) પ્રથમ અથવા મુખ્ય પ્રકટ થયેલો ( अस्मि ) છું; મતલબ પરમાત્માની કૃપાથી સર્વ દુઃખોમાંથી છૂટી જઇ (देवेभ्यः) પૃથિવી વગેરે પાંચ દેવતાઓથી ઉત્પન્ન થવાવાળાં શરીરથી છૂટયા (पूर्वम्) પહેલાંજ (अमृतस्य) જીવન્મુક્તિ દશામાં મળતા અમૃત એટલે મુક્તિના આનંદની(नाभौ) અંદર સ્થિર રહું ( यः ) જે પરમાત્મા (मा) મને પોતાના અનુભવથી મળે એવાં અલૌકિક સર્વોત્તમ સુખ (ददाति) આપે છે (सः) તેજ (मा) મારૂ (इत्, एव) નિશ્ચય પૂર્વક (अवाः) રક્ષણ કરો. (अहम्) હું (अन्नम्) પૃથિવી વગેરેના રસરૂપ અન્નને (अदन्तम्) ખેંચવાવળાં આકર્ષણ કરનાર શાક વનસ્પતિ અથવા ઓષધિ વગેરે (अन्नम्) ભક્ષ્ય માત્ર અન્ન (अद्मि) ખાઉં છું અથવા મારૂં જીવન આથી નીભી રહેલું છું ( अहम् ) હું ( विश्वम् ) આખા ( भुवनम् ) સંસારની અનેક દુઃખના ભોગરૂપી અવદશા જોઇ કરી જગતના સર્વ દુઃખોથી (अभ्यभवाम्) મુક્ત થાઉં છું ( सुवः ) સૂર્ય જેમ ( न ) નહીં ( ज्योतिः ) કે જ્યોતિથી ભરપૂર છે પરંતુ સર્વ તારા ચંદ્ર વગેરે મંડળમાં સર્વોપરી તેજસ્વી છે તેવો હું

જીવાત્માઓમાં જીવન્મુક્તિની દશાને પામી અથવા મુક્ત અવસ્થામાં સર્વ કરતાં તેજસ્વી થાઉં એવે પ્રકારે જીવન્મુક્તિવાળી દશામાં સંપ્રજ્ઞાત સમાધિમાં રહી કરી વિદ્વાન પુરુષે વિચાર કરવો.

આ અનુવાકમાં શ્રી શંકરસ્વામીએ ( **क्षेम, इति वाचि** ) અહીંઆંથી લઇ આગળ ઠીક અર્થ કર્યો જણાતો નથી તેના મતમાં પગોમાં ચાલવારૂપ તથા ગુદામાં વિષ્ટાના ત્યાગરૂપથી પરમેશ્વર ઠરે છે.' તથા ઉપસ્થ ઇંદ્રિયના વિષય મૈથુનથી ઉદ્‌ભવતો આનંદપણ ઇશ્વરસ્વરૂપ છે એવું નીકળે છે. તેથી આ કથનનો વિદ્વાન લોકોએ અંગિકાર કરવા પહેલાં બરોબર વિચાર કરવો આવોજ આગળ પણ અર્થ કર્યો છે. પ્રત્યેક વાકય પર લખવાથી લેખનો વિસ્તાર થઇ જાય છે એટલા માટે અધિક લખવાનું મોકુફ રાખ્યું છું.

**ભાવાર્થ:**—જે કોઇ મનુષ્યયોનિમાં જન્મી પોતાનું કલ્યાણ કરવા ચાહે છે તથા જે પરમેશ્વરનાં જ્ઞાનની પ્રાપ્તિરૂપ નીરોગ, નિર્ભય તથા અત્યંત આનન્દ સ્વરૂપ મુક્તિ પદને ચાહે છે તેણે પહેલા વહેલાં અન્નાદિ વગેરેથી અતિથિયોની નિયમ પૂર્વક સેવા કરવી એ તેને ઉચિત છે. જેવા ઉત્તમ, મધ્યમ વા નિકૃષ્ટ ધર્મનું મનુષ્ય સેવન કરે છે તેવું તેને સુખ મળે છે; એટલા માટે ઉત્તમ આનન્દ મેળવવાની જે આશા-રાખે તેણે ઉત્તમ ધર્મનું સેવન કરવું જોઇએ. જે જે ઇન્દ્રિયોને પરમેશ્વરે જે જે માટે રચી છે તે તે ઇન્દ્રિયોવડે સુકર્મ કરવાં જોઇએ; જેવું કે વાણીથી સત્ય, હિતકારી તથા પ્રિય વચન બોલવાં જોઇએ અને વેદાદિ શાસ્ત્રો નિયમ પૂર્વક ભણવાં પરંતુ કઠોર, મિથ્યા, ચુગલી તથા અસંબંદ્ધ બોલવું જોઇએ નહીં. એજ પ્રમાણે બીજી કર્મેન્દ્રિય અથવા જ્ઞાનેન્દ્રિયોવડે પણ સમ્યક્ ઉચિત વ્યવહારનુંજ સેવન કરવું જોઇએ

તેથી વિપરીત નહીં; એ પણ કલ્યાણકારી ધર્મજ છે. અચલત્વ તથા વ્યાપકત્વ વગેરે ગુણવાળા પરમેશ્વરની સમાધિ દશામાં તદાકારવૃત્તિથી ઉપાસના કરવી. જેવી રીતે લોકમાં અનેક શક્તિવાળાને કોઇ સ્વાર્થી જેવી બુદ્ધિથી સેવન કરે છે તેવાંજ ફળ તે પામે છે, તેવીજ રીતે જ્ઞાનસ્વરૂપ વગેરે થવાના ધર્મભેદ પ્રમાણે પરમેશ્વરનો ઉપાસક પણ એવીજ પોતાની શક્તિને અનુસરતા જ્ઞાનાદિ ગુણો સંપાદન કરી સુખી થાય છે. એ કારણથી ઉપાસનામાં ભેદ દેખાડ્યા છે. જેવી સંગતિ તેવી બુદ્ધિ તથા ફળ મળે છે તેનો પણ એજ આશય છે, એ પ્રમાણે અદ્વિતીય પરમેશ્વરની ઉપાસના કરે છે તે જીવન્મુક્ત દશામાંજ સર્વ આનન્દનો અનુભવ કરતાં પોતે સર્વ દુઃખોથી છુટે તથા આનન્દથી પરમેશ્વરના યશ મહિમા ગાતાં ગાતાં શાન્તિ પામી સુખી થાય છે. અહીંઆં "राध्यते" વગેરેથી આ અનુવાકની કંડિકાઓની પૂર્તિનો પાઠ દેખાડવામાં આવ્યો છે. ॥ १० ॥

भृगुस्तस्मै यतो विशन्ति तद्विजिज्ञासस्व तत्त्रयोदशान्नं प्राणं मनो विज्ञानमिति विज्ञाय तं तपसा द्वादश द्वादशानन्द इति सैषा दशान्नं न निन्द्यात् प्राणः शरीरमन्नं न परिचक्षीतापो ज्योतिरन्नं बहुकुर्वीत पृथिव्यामाकाश एकादशैकादश । न कश्चनैकषष्टिरेकान्नविंशतिरेकान्नविंशतिः ॥

इति भृगुवल्ली तैत्तिरीयोपनिषच्च सम्पूर्णा

( **भृगुस्तस्मै०** ) ઇત્યાદિ પાઠ અગરજો શંકર ભાષ્યની સાથે મળ ઉપનિષદ્‌માં છાપેલો નથી પરંતુ મુંબઇની ઘણી આવૃત્તિઓમાં એ પાઠ છે તથા નિષ્પ્રયોજન નથી તેમજ પ્રક્ષિપ્ત પણ નથી પરંતુ આ વલ્લીનો સંબંધાર્થ જણાવવા માટે છે.

ભાવાર્થઃ—**भृगुः, तस्मै-विजिज्ञासस्व-०** વાળા અનુવાકમાં ( **त्रयोदश** ) તેર વાક્ય છે. **अन्नम्** થી શરુ થતા અનુવાકમાં અને **प्राणम् मनः** તે **सैषा. भार्गवी वारुणी विद्या** એ દરેક અનુવાકમાં બાર બાર વાક્ય છે અને **अन्नम् न निन्द्यात् । प्राणः शरीरम्** અને **अन्नम् न परिचक्षीत**થી તે **पृथिव्यामाकाश** સુધીના દરેક અનુવાકમાં અગ્યાર અગ્યાર વાક્યો છે અને **न कञ्चन** થી શરૂ થતા અનુવાકમાં બધાંમળી ઓગણ સાઠ વાક્ય છે.

सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवा वहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषा वहै ॥

ओम् शान्तिः शान्तिः शान्तिः ॥

इति तैत्तिरीयोपनिषत्संपूर्णा ॥

इति श्रीपरमहंस परिव्राजकाचार्यवर्य्य
श्रीमद्दयानंदसरस्वतीस्वामिनां
शिष्यस्य भीमसेनशर्मणो
भाष्यानुकूलं वसन्तजीकृतं
तैत्तिरीयोपनिषद्गूजरातीभाष्यं
समाप्तम्

# ત્રિયા રાજ્ય.

કામરૂદેશ વિષે લોકોમાં દંત કથાઓ. અને ઈતિહાસીક બનાવો વામાં આવેછે. મોટા શુરવિરો, વૈરાગિઓ અને સાધુઓની કસોટી વિચિત્ર ચરિત્રવાળા કામરૂદેશમાં. સર્વોપરી સતા ધરાવનાર રાણી એ પારાંગત વૈભવનો અનુપમ લહાવો લેવાને લલચાયલા અનેક પુરૂષો ઉલટ સીમડા સુધી જતા હતા. અને ત્યાં તેઓની શી શી દશાઓ થતી હતી, તેશિવાય **હનુમાન. મચ્છિંદ્રનાથ. ગોરખ.જાલંધર. ભરથરી,** ગો વગેરે મહાત્માઓએ બતાવેલા પરાક્રમોનું આબેહુબ વર્ણન સમજાય રીતનું આપવામાં આવશે. આ નામનું પુસ્તક અદ્યાપી પર્યંત સુધી. કે કથી ગુજરાતી ભાષામાં પ્રગટ કરવામાં આવ્યું નથી તેથી તે સંબંધીન હકીકત અંધારામાં રહી હતી તેને જાહેરમાં મુકવાને સારૂ, કેટલાક જુન માંથી સોધ કરી પુષ્કળ હકીકત મેળવી આ પુસ્તક તૈયાર કરી બહાર નિશ્ચય કીધોછે અને તે નિશ્ચય, શોખીન જનો પાર પાડશે એવી આશ

દશથી વધુ નકલ રાખનારને સાડા બાર ટકા કમીશન આપવામ આગળથી આઠ આના પાછળથી રૂ ૧) પડશે. નીચેને શીરનામે હ

# રતી વીલાશ ગોલી.

સપનામાં, ઘણા સંભોગથી, અથવા દારૂ પીવાથી. યતી શરી મનની નબલાઈ, નામરદી, ધાતુ પાતલી હોવી, બાએડીના વીચાર ધાતુનું જવું, ધાતુ જવાથી થતી સફેદી અથવા ઈનદ્રીનું થંડાપણું રીયા કરવાના ગૈર ફાએદા, ધાતુ ક્ષય અને તે ઉપરાંત પેશાબને લ રોગ ઉપર આ ગોલી જાદુની માફક અસર કરે છે. સર્વ દશામાં ઉપર અસર કરી, નબલા પડી ગયલા શરીરના ભાગોને બળવા નાની બાટલીનો રૂ ૧) તથા મોટી બાટલીના રૂ ૨).

પ્રસિદ્ધ કર્તા.

**હરકીસનદાસ રૂગના**

જગદીશ્વર પ્રેસના સામે કાંદાવડી.